આ
# ધરતીને ખોળે



નારાયણ દેસાઈ



યજ્ઞ પ્રકાશન : વડોદરા

પ્રકાશક :
પ્રબોધ ચોકસી
મંત્રી : યજ્ઞ પ્રકાશન સમિતિ
ભૂમિપુત્ર કાર્યાલય, ઘડિયાળી પોળ,
વડોદરા

પહેલીવાર મે ૧૯૫૬
૫૨૫૦ પ્રત

કિંમત ૦ ૧૨-૦

મુદ્રક :
હિંમતલાલ ડી. પટેલ
અજય પ્રિન્ટરી,
ન્યુનિસી બાગ સામે,
વડોદરા

તા. ૨૧-૫-'૫૬

જેણે
વહાલથી
આ ધરતીને ખોળે
સોંપ્યો
તે
બાને

कत अजानारे जानाइले तुमि, कत घरे दिले ठाँइ
दूरके करिले निकट बंधु, परके करिले भाइ।

દીધી ઓળખ કૈંક અજાણ્યાંની, વાસ દીધો કેટલાં ઘરમાંહી,
દૂરનાં સાથે ગોઠ કરાવી ને પારકાને તમે કીધા ભાઈ.

—રવીન્દ્રનાથ

પડાવ : ચિપ્પગીરી
આંધ્ર પ્રદેશ, ૨૮–૩–૫૬

ભૂદાનયજ્ઞને કાર્યકર્તાઓં કો કૃતયુગમેં પ્રવિષ્ટ કર દિયા હૈ. દૂર દૂર બિખરે હુએ ગાંવોંમે ઉનકી પૈદલ યાત્રાએં ચલતી હૈ. સૃષ્ટિ, સમાજ ઔર અપને મનકા સહજ નિરીક્ષણ હો જાતા હૈ. અનુભૂત સત્યમેંસે સાહિત્યકા જન્મ હોના સ્વાભાવિક હૈ. નારાયણકી ઇસ છોટી પુસ્તકમેં ઐસે સાહિત્યકી કુછ ઝલક મિલેગી. મૈં આશા કરતા હૂં કિ ઉસસે હમારે ભાઈયોં કો કુછ જંગમ પ્રેરણા મિલેગી. જનતા તો સ્વયંભૂ મહાદેવ હૈ. ઉસકે દર્શન ઔર ઉસકી સેવા કે લિએ ભક્તોં કો હી જંગમ હોના પડેગા

# વિષયાનુક્રમ

# વિષયાનુક્રમ

# લેખકનું નિવેદન

'આ ધરતીને ખોળે'માં ભૂદાનયાત્રા દરમ્યાન થયેલા કેટલાક અનુભવોની નોંધ છે. આ બધા અનુભવો મારી રોજનીશીને આધારે લખાયેલા છે. પત્ર, વાર્તા, સંવાદ વગેરે વિવિધ સાહિત્ય પ્રકારોનો ઉપયોગ સહજ સૂઝ્યો તે રીતનો કર્યો છે. આ લખાણમાં કલ્પનાનો ઉપયોગ મોટે ભાગે રંગપૂરણી પૂરતો જ કર્યો છે, પ્રસંગને સાહિત્યિક બનાવવા સારુ સત્યને મચડ્યું નથી. લોકોનાં મોંમાં મૂકાયેલાં વાક્યો મોટે ભાગે જેવાં સાંભળ્યાં તેવાં જ મૂક્યાં છે. કરી હોય તો અલ્પોક્તિ કરી છે, અતિશયોક્તિથી બચવા મથ્યો છું.

પગપાળા પ્રવાસે મને આ ધરતીનાં જે દર્શન કરાવ્યાં તે બીજી કોઈ રીતે થાત એમ નથી લાગતું. પગપાળા પ્રવાસમાં મને જીવન જોવા મળ્યું.

આ પુસ્તકના કેટલાક પ્રસંગોમાં કઠોરતા છે. એને આલેખવામાં તે વ્યક્તિ કે સંસ્થાની નહીં, પણ પરિસ્થિતિ કે રૂઢિની કઠોરતા જ મને કડી છે. બાકી મને પૂરી શ્રદ્ધા છે કે ગુજરાતમાં માનવતા જીવે છે અને એ માનવતા એને સર્વના કલ્યાણના રસ્તે લઈ જશે. આપણી સમાજ-રચના, આપણી પરિસ્થિતિ, ઘણી વાર માણસને અમાનુષી બનાવે છે. પણ મને ખાતરી છે કે એ પરિસ્થિતિને બદલનારાં તત્ત્વો કામ કરી રહ્યા છે. જેને આપણે 'સર્વોદયી' કે 'ગાંધીવાળા' ગણીએ છીએ ત્યાં જ નહીં, જ્યાં કલ્પના પણ ન હોય એવાં અજાણ્યા ક્ષેત્રોમાં પણ માણસાઈને ટકાવી રાખનારાં તત્ત્વો કામ કરી રહ્યાં છે.

ગૂજરાતના કેટલાક મૂળભૂત રોગો ઉપર મારી નજર ગઈ છે, તો મેં એની તરફ પણ આંગળી ચીંધી છે. હું માનું છું કે આપણે આપણા

કોયડાઓનાં મૂળમાં જવું પડશે અને તેને ઉકેલવા આપણા બત્રીશ-લક્ષણાઓએ પાયામાં પુરાવું પડશે.

આપણામાંથી ઘણાં ભણેલાંઓ આપણી પ્રજાના મોટા ભાગને જાણે કે ઓળખતાં જ નથી. ગરીબ પ્રજા એમનાં જીવનમાં બહુ ઓછું સ્થાન ભોગવે છે. એ ગરીબ પ્રજાના જીવતા સ્પર્શનો અનુભવ મને મારી યાત્રામાં થયો. તેવો જ અનુભવ આ પુસ્તકના વાચકોને થાય એવો મારો યત્ન છે.

ટૂંકમાં, આ પુસ્તકથી જો આપણી દૃષ્ટિ ગરીબો તરફ દોરાય, આપણા કોયડાનાં મૂળ તરફ આપણું ધ્યાન ખેંચાય અને કેટલાકને પગપાળા પ્રવાસ કરવાનું મન થાય તો હું મારી જાતને ધન્ય ગણીશ.

વેડછી,
૩૦-૧-'૫૬

—નારાયણ દેસાઈ

## [૧] પા–પા પગલી

જીવનનું નવું પ્રકરણ શરૂ થાય છે. આજથી ભૂદાનયાત્રા આરંભું છું. કેટકેટલી મૂંઝવણ પછી આ નિર્ણય
૧–૯–'૫૨ લીધો! વિનોબાની તેલંગણા–યાત્રાનાં વર્ણનો વાંચતો ત્યારનાં મનમાં બી તો વવાઈ ચૂક્યાં હતાં. ત્રણ માસ પહેલાં સેવાપુરી સમ્મેલનમાં ગયો ત્યારે બધાંએ ટાઢની બીકથી મોટા મોટા બિસ્તરાઓ બાંધી લીધા હતા. પણ મેં કેમ ખભા ઉપર લઈ શકાય એવડો થેલો જ તૈયાર કર્યો હતો? કારણ કે મનમાં મનમાં આશા હતી કે વિનોબા કદાચ પોતાની સાથે એકાદ અઠવાડિયું ફરવાની રજા આપશે. ગૂજરાત ભૂદાન સમિતિ રચાની બને એનાં નામો ચર્ચાતાં હતાં ત્યારે વિનોબાએ ગૂજરાતના કાર્યકર્તાઓએ સૂચવેલી યાદી નીચે મારું નામ લખ્યું, તે વખતે મારું શિક્ષણનું કામ છોડવાની કલ્પના નહોતી અને આ કામમાં પડે એણે તો પૂરો સમય આપવો જોઈએ એમ હું માનતો હતો, છતાં ચૂપ કેમ રહ્યો? કારણ કે હું જાણતો નહોતો ત્યારની આ કામે મારી ઉપર પકડ જમાવી હતી.

અને વિનોબા સાથેના એ સાત દિવસો! જાણે કે એક રમ્ય સપનું. દિલ ભરી ભરીને જોયું. દિલ ભરી ભરીને અનુભવ્યું. લખાય એટલું એને અંગે લખ્યું પણ ખરું. પણ આજે તો એ અઠવાડિયાની એક જ છાપ છે, મારા દિલ પર. બાપુ સાથે હું

રહેતો હતો ત્યારે મેં જોયું હતું તે જ દૃશ્ય મેં ફરી જોયું. મેં દિલને ફરી જાગતાં જોયાં. મેં દેશને ફરી જાગતો જોયો.

એક બાજુથી આ આન્દોલનમાં ઝંપલાવવાનો ઉમળકો અને બીજી બાજુથી મારી અયોગ્યતાનું ભાન; એક બાજુથી મારા કામ અંગેની ચિંતા, બીજી બાજુથી આ કામ અંગેની કલ્પનાની અસ્પષ્ટતા. સવારના ત્રણથી રાતના આઠ સુધી ભાગ્યે જ એવી કોઈ પળ જતી કે જ્યારે હું વિનોબાથી છેટો બેઠો હોઉં. લોકો એમને મળવા આવતા. મેં જોયું કે એમના પ્રશ્નો પણ મારા પ્રશ્નો જેવા જ હતા. એક પછી એક મારા પ્રશ્નોના ઉત્તર મને મળતા ગયા.

રહ્યો માત્ર એક પ્રશ્ન. જેટલો વખત વિનોબા સાથે રહ્યો, એટલો વખત એ પ્રશ્ન મને સતાવતો હતો. એ માણસની આંખમાં મને ઊભરાતી આસ્તિકતા દેખાતી હતી. મારામાં તો એ ક્યાંથી લાવું? પોતાની જાતને નાસ્તિક તો કહી શકતો નથી, પરંતુ આસ્તિક પણ ખરેખર હું છું ખરો? જો મને પેલા માણસમાં રામ ન દેખાતો હોય, તો હું શી રીતે એને કહી શકું કે તારા હૈયામાં સૂતેલા રામને જગાડવા આવ્યો છું? એ દંભ ન થાય? અને એમ ન કરું તો ભૂમિદાન માગવાની બીજી કોઈ રીત આ યજ્ઞમાં છે ખરી?

છેવટે છેલ્લે દિવસે એ સવાલ તો મેં વિનોબાને પૂછી જ નાખ્યો: 'તમારામાં છે તેવી આસ્તિકતા મારામાં નથી, હું જમીન શી રીતે માગું?'

એમણે મને વળતો સવાલ કર્યો: 'ઈશ્વર નામની કોઈ અવ્યક્ત શક્તિ છે કે નહિ એની ચર્ચામાં હમણાં નથી પડતા, પણ ભલાઈમાં તને વિશ્વાસ છે કે?'

ભલાઇમાં વિશ્વાસ ન હોય? દુષ્ટમાં દુષ્ટ માણસમાં કાંઈક ને કાંઈક ભલાઈ હોય જ છે, એવું હું શીખ્યો હતો. મેં 'હા' પાડી.

એમણે કહ્યું: 'એનું નામ જ આસ્તિકતા. એ ભલાઇને તું તારી યાત્રા દરમ્યાન શોધજે.'

આસ્તિકતાની આ વ્યાખ્યા મારે માટે ભાતું થઈ પડશે.

પછીના વેડછીના થોડા દિવસો!.......ભાઈ સમજાવે કે નઈ-તાલીમ એ જ ક્રાન્તિનું કામ છે અને ભૂદાનયજ્ઞ અઢાર રચનાત્મક કાર્યો જેવું એક ઓગણીસમું કામ છે. એમની જ દલીલો મને વધુ ને વધુ ઠસાવે કે ભૂદાન વિના મારી નઈતાલીમ પણ જીવવાની નથી અને એમનાં રચનાત્મક કાર્યો પણ તેજોહીન થઈ જવાનાં છે. કેટલી દલીલો, કેટલા તર્કવિતર્કો, કેટલી મથામણો!

* * *

મનમાં એમ હતું કે યાત્રાનો પહેલો દિવસ ખાલી ન જવો જોઈએ. એટલે જ મારા વતન દીહેણથી શરૂઆત કરી. મારું પોતાનું દાનપત્ર તો મારી પાસે હતું, એટલે દિવસ ખાલી જવાનો પ્રશ્ન નહોતો.

સવારે એક બે જણ સલાહ આપી ગયા કે તમારી યાત્રા આ પ્રદેશમાં ન રાખો; અહીં દુષ્કાળ છે, માટે કોઈ તમારી વાત સાંભળશે નહીં. એ અંગે પાંચેક દિવસની યાત્રાનો આ પહેલો તબક્કો પૂરો થાય, ત્યાર પછી વિચારવાનુ રાખ્યું.

થોડાં ઘર ફર્યો. ગામ મારું પોતાનું હતું, એટલે જાણીતા લોકો સાથે છૂટથી વાતો થઈ. બે જણે થોડી થોડી જમીન આપવાનાં વચન આપ્યાં. મન, વચન અને કર્મથી માલિકી જાળવવાની ફિકર કરનારા એક ભાઈએ દોઢ બે કલાક સુધી ચર્ચા કરી. મારી

એક પણ વાત એમને ગળે ન ઊતરી અને એમની એકેય વાત મારે ગળે ન ઊતરી ! એમની વાતમાં સામાન્યપણે ગામલોકો કાંઈ આપે એને અંગેનો અવિશ્વાસ અને દૂબળાઓ પ્રત્યેનો તિરસ્કાર હતો. મારી વાતમાં વિનોબાની વાતો હતી, અને વિનોબા તો એમને કદાચ કોઈ વાર્તાના પાત્ર જેવા લાગતા હશે!

રાંદેરના કાર્યકર્તાઓએ અમારા ગામમાંથી જમીન આપી શકે એવા એક ભાઈનું નામ આપ્યું હતું. એમની પાસે ગયો, ત્યારે એમણે સ્વાગત સારું કર્યું. જમીન કેટલી આપવી તે અંગે રાતે સભા વખતે જાહેરાત કરીશું, એમ કહ્યું. સભા વખતે તેઓ હાજર નહોતા.

છતાંયે પહેલાં દિવસની સફળતાથી મને સંતોષ થયો.

આખો દિવસ આપ્ટેજી મારી સાથે હતા. એમણે સરસ ભાષણ આપ્યું. ભૂદાનની આધ્યાત્મિક ભૂમિકા સમજાવી. એમના ભાષણ પછી બોલતાં મને અતિશય સંકોચ થયો. છતાંય મેં ભૂદાન-યજ્ઞની વાર્તા કહી.

વિનોબાના આશીર્વાદ તારથી આવ્યા. આપણે પાસે જઈને ઊભા હોઈએ, તોય કલાક સુધી માથું ઊંચું કરીને સામે જુએ નહિ એ વિનોબા ક્યાં, અને એક નવા પ્રાન્તમાં યજ્ઞનાં મંડાણ થતાં હતાં એ જાણીને દીહેણ જેવે ગામડે તાર મારફત આશીર્વાદ પહોંચાડનાર વિનોબા ક્યાં ?

## [૨] એ તે કંઇ માણસ છે?

છેલ્લા ત્રણ દિવસનું સરવૈયું ઓલપાડ તાલુકાની યાત્રાના આ છેલ્લા ગામે કાઢી લઉં. દાનમાં વચનો તો ૪–૬–'પર અપાયાં, પણ દાનપત્ર ભરે કોણ? હું તો આગળ જવાનો હતો, એટલે કોઇ દાનપત્ર ભરનાર સ્થાનિક માણસ જોઇએ ને! અહીં તો દુર્લભ એ કામ માટે તૈયાર થયો, પણ દરેક ગામે એવા ઓળખીતા કયાંથી મળશે? આ વ્યવસ્થાની કાંઈ સૂઝ પડી નહીં.

મહાભારતમાં બે બાજુએ બે સૈન્યોમાં પોતાનાં સગાંવહાલાંને જોઇને અર્જુનની જે સ્થિતિ થઈ હતી તેવી જ સ્થિતિ, **वेपथुश्च शरीरे मे** અને **गांडीवम् स्रंसते हस्तात् त्वक् चैव परिदह्यते** વાળી હાલત મારી થઇ. દીહેણથી નીકળ્યો તે દિવસે પહેલાં મળેલાં દાનપત્રો પૈકી એક ખોવાઇ ગયું એ એનું નિમિત્ત હતું. કાપો તો લોહી ન નીકળે એવું મારું શરીર થઇ ગયું. રસ્તો દેખાય નહીં, પગલાં સ્થિર પડે નહીં. નવા કામની શરૂઆત કરી તે દિવસે જ પેલા ગુમ થયેલા દાનપત્રે મારી ઊણી કાર્યક્ષમતાની ચાડી ખાધી.

શું નઇતાલીમનું કામ છોડીને આમાં ઝંપલાવ્યું એ મેં સારું કર્યું? એ કામ મને જીવનકાર્ય લાગતું હતું. એ કામ મને આવડતું હતું. કેટલા ગુંઠાનો એકર થાય એ ગઇ કાલ સુધી જાણતો નહોતો. એવા મેં આ જમીનના હિસાબનું કામ કયાંથી ઉપાડયું? એમ તો મૂળે જ હું હિસાબમાં કાચો છું.

પણ, મારી શાળામાં ગામનાં શાળા–લાયક ઉમ્મરનાં કુ બાળકો

કેમ આવતાં નથી ? કારણ કે એમાંનાં કોઇક ઢોર ચરાવે છે, કોઇ માબાપ મજૂરીએ જાય ત્યારે ઘર સાચવે છે, કોઇ જાતે મજૂરીએ જાય છે. આઠ વર્ષનો પેલો પાંચલો શિયાળાની કકડતી ટાઢમાં, રાતે બે વાગે મારી પાસે દિવાસળી માગવા કેમ આવ્યો હતો? કારણ કે એને ખળી સાચવવાની હતી. પણ શરીર સાચવવા એની પાસે લંગોટી શિવાય બીજું વસ્ત્ર નહોતું, તેથી એને તાપણી કરવા દિવાસળી જોઇતી હતી. અને શાળામાં આવતાં બાળકો પૈકી બારે માસ બે ટંક ખાવાનું કેટલાંને મળે છે? એ હતો નઇ તાલીમ આગળનો મારો સવાલ. વેડછી તો એવું ગામ છે કે જ્યાં આસપાસનાં ગામો કરતાં સ્થિતિ કંઇક સારી છે. ત્યાં જો રોટીનો સવાલ આવો છે, તો બીજાં કોટિ કોટિ ભૂખ્યાં નાગાં બાળકોનું શું ?

મારા પગ લથડતા હતા—નવું કામ કેમ થશે એની બીકે. પણ ડગલે ડગલે હું આગળ જતો હતો—ગરીબીનો અંત આણવો છે, એનો અંત આણવા સમૂળી ક્રાન્તિ કરવી જોઈશે, અને એ સમૂળી ક્રાન્તિ ભૂદાનયજ્ઞ દ્વારા આવી રહી છે એ શ્રદ્ધાએ.

ક્રાન્તિકારીનો ખોરાક જ શ્રદ્ધા છે ને !

સોંસક ગામની સભા ખરેખરી થઈ! સભામાં મોટાંઓની હાજરી શૂન્ય! અમારી તકલી જોઈને થોડાં બાળકો એકઠાં થઈ ગયાં હતાં ખરાં. ગામ લોકો રસ્તા વચ્ચે ખાટલા પાથરી એની ઉપર નિરાંતે આડા પડ્યા હતા. ભાષણમાં સાંભળવા જેવું લાગે તો સાંભળવાની અને એમાં કાંઈ દમ ન લાગે તો નિરાંતે ઘોરવાની એમની બેવડી ત્રેવડ હતી. સંગીત સારું હોય તો સાંભળવાની અને નહિ તો સ્ટેશન બદલવાની રેડિયોવાળાને જેમ સગવડ હોય છે તેમ! ઘડીભર તો એમ થઈ ગયું કે આ

છોકરાંઓને વાર્તા કહીને સભા પૂરી કરું, પણ પછી વિચાર્યું કે એમાં પણ એક પ્રકારનું અભિમાન જ છે. એટલે આખા ફળિ-યામાં આ છેડેથી પેલે છેડે સુધી આંટા મારતા મારતા, કલાકેક સુધી મેં ભાષણ ચલાવ્યું. મારા ઘાંટાને લીધે કોઈ ઉંઘવા તો નહિ જ પામ્યું હોય, પણ મારા ભાષણના પ્રભાવથી કોઈને સામે આવીને બેસવાનું મન ન થયું તે ન જ થયું. છેલ્લી મિનિટે બે ભાઈઓએ અનુક્રમે ૨ ગુંઠા અને ૩ ગુંઠાનાં દાન આપ્યાં. જો કુદરતી રીતે આ ભાઈઓ દાન આપી ગયા હોત તો હું એમાં ઈશ્વરી સંકેત સમજત. પણ આ તો પહેલેથી તૈયાર કરેલાં દાન હતાં, તેથી મને એમાં વિશેષ રસ ન પડયો.

આપ્ટેજી સાથે છે તેથી ઘણી હૂંફ છે. એમણે પોતાની રોમાંચક વાર્તા સહજ ભાવે જ કહી નાખી. કિશોર વયે જ લગ્ન થયેલાં અને ત્યારથી જ ક્રાન્તિકારી ચળવળમાં ભાગ લેતા. એક મોટા ષડ્યંત્ર ખટલામાં પણ સંડોવાયલા. એક પ્રસંગે પોલીસે ઘર પર છાપો માર્યો. આપ્ટેજી પાછલે બારણેથી સરકી ગયા. પણ એમનાં પત્ની પોલીસની ગોળીથી વીંધાઈ મરણ પામ્યાં. '૪૨ ના આન્દોલનમાં એક ગરનાળું ઉડાવવા ડાયનેમાઈટ મૂકેલી, જેના ધડાકાએ મહિનાઓ સુધી સૂરત જિલ્લાની પોલીસને મથાવેલી. ધીરે ધીરે અહિંસા તરફ વળતા ગયા. વિનોબાના વિચારોની ખૂબ અસર. એમની માફક કાંચનમુક્તિ અને ઋષિ-ખેતીના પ્રયોગ કર્યા. ૧૩ ગુંઠા જમીન પર કોદાળી વડે ખેતી કરી જે ઉત્પન્ન થાય તેમાંથી જીવવું. એમના ખેતરની મકાઈની મીઠી ખીચડી આ યાત્રાને આગલે દિવસે ખાવા મળી હતી. સેવાપુરી સંમેલન વખતે તેઓ રાંદેરથી કાશી સુધી એકલા ચાલતા ગયેલા. ત્રણ વાર મોતના મોંમાંથી બચ્યા. મેં ઘણા જાણીતા કાર્યકર્તાઓને મારી યાત્રા વખતે સાથે રહેવા લખ્યું

હતું. એમાંથી કોઈ પહેલે દિવસે પણ હાજર નહોતા. માત્ર આપ્ટેજીએ પોતાની મેળે જ કહ્યું, 'હું તમારી સાથે થોડા દિવસ ફરીશ.' એમણે એટલી હૂંફ આપી કે એ મારી સાથે નહિ, પણ હું જ એમની સાથે ફર્યો, એમ કહેવું જોઈએ.

યાત્રા દરમ્યાન એમની સાથે ઘણી ચર્ચાઓ થઈ. એમનું એમ કહેવું હતું કે મારે ઓળખીતા લોકોમાં જ ફરવું જોઈએ. અજાણ્યા લોકો પાસે જઈને આ વિચાર રજૂ કરવા માટે આપણે બહુ નાના માણસ કહેવાઈએ.

મારી ઝંપલાવવાની ઇચ્છાની વિરુદ્ધ આવે એવો કોઈ વિચાર આજે તો હું માન્ય કરી શકું એમ નથી. અને રવીન્દ્રનાથે કહ્યું જ છે ને કે,

"દીધી ઓળખ કૈંક અજાણ્યાની
વાસ દીધો કેટલા ઘર માંહી,
દૂરના સાથે ગોઠ કરાવીને
પારકાંને તમે કીધા ભાઈ."

સહચર્ચાનો બીજો વિષય એ હતો કે આ આન્દોલનમાં ભૂમિહીનો શી રીતે ભળે? અમારા કાર્યક્રમ મુજબ તો અમે ભૂમિવાનોમાં જ ફરતા હતા, અને સાંજે સભામાં પણ એ લોકો જ આવતા હતા. ભૂમિહીનોને મળવાનું ખાસ મન તો ભૂમિવાનોના એમને વિષેના ઉદ્‌ગારોથી થયું. એક ગામમાં તો દરેક ઘેર અમારી આગળ એક જ દલીલ કરવામાં આવી: 'આ દૂબળાને જમીન આપવાની વાત કરો છો? એ તે કાંઈ માણસ છે? એ તો જાનવર જેવા છે.' અને પોતાની વાતનું સમર્થન કરવા એમની પાસે ગીતાનું વાક્ય પણ મોજૂદ હતું: 'દાન તો પાત્રને જ અપાય'.

છેલ્લે ગામે ઓલપાડથી ખાસ અમે આવ્યા છીએ એમ

જાણીને આવેલા જાણીતા કાર્યકરે એક નવો જ અનુભવ કરાવ્યો. ગામમાંથી થોડી જમીન મળે એવી વકી હતી તે ગામના એક-બે આગેવાનોએ સાવ ફોક કરાવી. અમે ગામમાંથી ફરીને આવ્યા ત્યારે એમણે મારી સાથે જે વાત શરૂ કરી એમાં પણ બને એટલો ગારો ઉડાડવા પ્રયત્ન કર્યો. 'તમે તો મારા જૂના ઓળખીતા, પણ ઓલપાડમાં તો જાણે કે....છે તે....એમ વાત ચાલે છે કે તમે જે જમીન આપી તે ખારો પાટ હતી.' એમણે મારી જમીન જોઈ હતી, છતાં આવી જો કોઈ વાત ચાલતી હોય તો, તેનો વિરોધ નહોતો કર્યો અને ઊલટા એની ખુશ ખબર અમને આપવા ખાસ તકલીફ લઇને આવ્યા હતા! મેં એમને પૂછયું કે 'તમે સાચી પરિસ્થિતિ જાણતા હોવા છતાં એનો વિરોધ ન કર્યો?' ત્યારે વાત બદલી નાંખી.

બીજી વાત તો જાણે મને બનાવતા હોય એ ઢબે જ તેઓ કરતા હતા. હું મૌનપૂર્વક સાંભળ્યા કરતો હતો. મારા મનમાં એક જ વિચાર હતો: 'આ ભાઈ બોલે છે તે એમની પોતાની જ વાત હોય અને એમના પક્ષનું પ્રતિનિધિત્વ કરનારી વાત ન હોય તો સારું.'

છેવટે એમણે ગંભીરતાથી સલાહ આપી: 'બેતાલીસમાં પણ તમે આમ જ પગપાળા ગામગામ અથડાતા હતા. તમારા બાપાએ મહેનત કરી ને તમે પણ કરી. હવે તો સ્વરાજ આવ્યું. ક્યાંક સારું ઘર કરીને રહેવાનો દિવસ આવ્યો, ને સુખનો રોટલો ખાવાનો દિવસ આવ્યો. હજીય તમે શા સારુ ટાંટિયાતોડ કરો છો?'

મારા એક સાથીને એમણે સલાહ આપી હતી: 'આ તો સામ્યવાદ જેવું કહેવાય, આમાં ન પડીએ.'

ભૂમિહીનોને રાત સિવાય તો મળી જ કેવી રીતે શકાય?

એટલે રાતે એમના વાસમાં સૂવાનું ગોઠવ્યું હતું. ઘણી ઘણી વાતો થઇ. એકાદ ભજન પણ સાંભળવા મળ્યું. છાપરાની અંદર તો મહેમાનને સુવાડાય એટલી જગા નહોતી. આંગણું લીંપી-ગૂંપીને સાફ કરી રાખ્યું હતું. અમારી આસપાસનાં ગામોમાં છે એ બધી ફરિયાદો ઉપરાંત અહીં એક વધારે હતી. ગામનું બધું દૂધ સૂરત જાય છે તેથી એમને છાશ મળતી નથી. સૂરતની હોટેલોમાં ચહા પીનારાઓને કોઇ વાર આમની છાશના ઓડકાર આવતા હશે ખરા?

છાપરામાંથી બચ્ચાંના રડવાનો, માના હીંચોળવાનો, ને અમારી પાસે સૂતેલા કૂતરાના ઘૂરકવાનો અવાજ આવતો હતો. એ સિવાય બીજે શાંતિ હતી.

મારા અંગમાં તાવ ચડેલો હતો. તાવમાં મને એક જ સાદ મીઠાના ચાબખાની પેઠે વાગી વાગીને ઝબકાવી જતો હતો— 'દૂબળાંને તે કંઇ જમીન અપાય? એ તે કાંઈ માણસ છે?'

## [૩] કસોટી કે સહાનુભૂતિ?

૫–૭–૫૨

પ્રિય પ્રબોધ,

તારા અને ચુનીભાઈના પત્રો સાથે જ મળ્યા. નવા શરૂ કરેલા કામ અંગે તમારાં દિલ મારી સાથે જ છે, એ હું જાણું છું. જે વાત લઈને તમે દિલ્હીમાં બેઠાં ચર્ચા કરો છો એ જ મારા

મંથનનો વિષય થઈ પડ્યો હતો. તું કહે છે તેમ, ઘણી વાર એમ થાય છે કે મારે પ્રચાર કર્યા વગર અમતેમ નીકળવું ન જોઈએ. ભૂમિદાનની વાતો લોકોને કાને કંઈ પડે પછી જ નીકળવું જોઈએ. ચુનીભાઈ માને છે તે પ્રમાણે ઘણી વાર એમ પણ લાગે છે, કે ઓલપાડ તાલુકામાં નીકળ્યો હતો તેમ, લગભગ પૂર્વસૂચના વગર, એક ગામથી બીજે ગામ જાઉં અને ત્યાં વિચારનાં બી નંખાય પછી જ આગળ વધું. તારી રીતે છાપાંઓ ગાજશે, પણ ઊંડાણ આવશે કે કેમ એ ખબર નથી. ચુનીભાઈની રીત જરા આકર્ષક તો છે પણ અધરી છે. અને 'વિનોબા એ કોની બા?' એવા પ્રશ્નો પુછાતા હોય, ત્યારે એમની પાસે જઈને ભૂમિદાનની પૂરી વાત કરવી અને જમીન માગવી, એ કામની દૃષ્ટિએ પણ જરા અયોગ્ય લાગે છે. તેથી મેં બન્ને રીતોનો સમન્વય સાધવાનો પ્રયત્ન કર્યો. ઓલપાડ પછી થોડો ઘણો પ્રચાર કરી લીધો અને હવે પાછો જાઉં છું, ધરમપુરનાં ગામડાંઓમાં ફરવા.

પ્રચાર માટે ત્રણ સાધનો લીધાં. છાપાં, કાર્યકર્તા–સભાઓ અને પત્રિકા. ગુજરાત, સૌરાષ્ટ્ર, મુંબઈનાં જુદાં જુદાં પચાસેક દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિકોને પુછાવ્યું કે ભૂમિદાન અંગે તમે કેવું અને કેટલું લખાણ છાપવા તૈયાર છો? મારે કબૂલ કરવું જોઈએ કે છાપાંઓએ ધાર્યા કરતાં વધારે સારો સાથ આપ્યો. ઘણાંએ તો હું જે મોકલું તે આખું એમ ને એમ છાપવાની તૈયારી બતાવી. કેટલાકે આ વિષય પર અગ્રલેખો લખવાની પણ તૈયારી બતાવી. એકાદ–બેએ વાંધાવચકાં કર્યાં: 'અમારી પાસે જગા ઓછી હોય છે, છાપવાયોગ્ય હશે તો–કાપકૂપ પણ કરીએ' વગેરે. તેમને છોડ્યાં. એટલામાં રોજેરોજ 'વિનોબાની વાણી' નામે એકાદ કટાર તૈયાર કરીને મોકલવાની તારી 'ઑફર'

આવી. હવે ગુજરાતમાં નવેક છાપાંમાં તારી 'વિનોબાની વાણી' નિયમિત રીતે આવે છે અને બીજાં ચારેકમાં અવારનવાર બેચાર દિવસનું લખાણ સાથે ઝબકે છે. છાપાંના પ્રચાર વખતે એક ખ્યાલ આપણે હમેશા રાખવો જોઈએ કે કેટલાંય ગામડાં એવાં છે કે જ્યાં છાપાં જતાં જ નથી. અને જ્યાં જાય છે ત્યાં કેવળ એમાંથી ભાવતાલ, જાહેરખબર કે શબ્દવ્યૂહો જોનારાની સંખ્યા જ મોટી હોય છે એટલે આપણે તો એ બાબતમાં બાઈબલની પેલી કથાની જેમ બી વેરવાનાં છે. સારી જમીન પર પડશે તો સારો પાક થશે. ઘણાં બી બરબાદ પણ જશે.

સૂરત જિલ્લામાં ૫–૭ તાલુકાઓમાં કાર્યકર્તાઓની સભામાં જઈ આવ્યો. એકાદ અપવાદ સિવાય બધે જ ઠેકાણે હાજરી કંગાળ. ઘણેખરે ઠેકાણે તો મુખ્ય મહેમાન જ કોઈ કારણસર ગેરહાજર! અને બધી સભામાં પાંચ–સાત કામો સાથે કરવાનાં હોય તેથી એકેય કામમાં પૂરી ભલીવાર ન મળે. પણ મેં તો infiltration–ઘૂસણવિદ્યા જ અજમાવી. બધી જગાએ હું જાઉં ત્યારે સાથે ફેરવાનું વચન મળ્યું અને પત્રિકા ગામડે પહોંચાડવાની વ્યવસ્થા થઈ.

પત્રિકાઓ લોકો ઠીક ઉત્સાહથી વાંચે છે. પણ હજારો પત્રિકાઓ છાપીને એને તાલુકાઓમાં પહોંચાડવાના ખર્ચનો પ્રશ્ન હતો. એનો ઉકેલ એક દિવસ અચાનક મળી ગયો. વ્યારાની હાઈસ્કૂલના વિદ્યાર્થીઓએ સંકલ્પ કર્યો કે એ લોકો શ્રમયજ્ઞ દ્વારા એક માસની પત્રિકાનો ખર્ચ આપશે. મ્યુનિસિપાલિટીએ એમને કામ આપ્યું અને બીજે દિવસે તો એક પારસી છોકરાની આગેવાની હેઠળ કોદાળીઓ ચાલવા લાગી.

સ્પાર્ટામાં શૂરી પ્રજા પેદા કરવા સારુ એક ઘાતકી રીત હતી એમ ક્યાંક વાંચ્યું હતું. બાળક અમુક ઉમ્મરનું થાય પછી એને

એક પહાડ પર લઈ જઈને ગબડાવી દેતાં. નબળાં પોચાં બાળકોના તો ત્યાં જ રામ રમી જાય. સબળાં હોય તે જ જીવે એવી ત્યાંની માન્યતા હતી.

આપણે ત્યાંના લોકોને પણ ખડતલ પ્રજા જોઈતી લાગે છે! આ શરૂઆતના દિવસોમાં નાના મોટા સૌ કોઈએ મને એક જ પ્રશ્ન પૂછયો છે: 'તને કેટલી જમીન મળી?' અને જ્યારે હું કહું કે 'લગભગ નહીં જેવી,' ત્યારે તેમણે મારી તરફ એક મીઠું છતાં કાતિલ સ્મિત કરી કહ્યું છે: 'એ તો મોટા માણસ હોય એને મળે.' આપણા પ્રાન્તના એક બહુ મોટા આગેવાને તો મને એમ પણ કહી દીધું કે 'ગૂજરાતમાં ભૂમિદાનની જરૂર જ નથી. એ તો જ્યાં જમીન વધારે હોય ત્યાં મળે. અહીં કયાં કોઈની પાસે વધારે જમીન છે?' એમની પોતાની પાસે કેટલી જમીન છે એમ પૂછીને મેં એમને શરમાવ્યા નહિ. માત્ર 'ગૂજરાતમાં ભૂમિદાનની જરૂર' નામની પૂ. નરહરિ કાકાની પત્રિકાને માટેનો ટેકો એમણે પૂરો પાડ્યો.

પણ ભૂમિદાન તો ઠીક, એમાં સહાનુભૂતિ બતાવવી એય જરા અઘરું કામ હોય છે, કારણ કે સહાનુભૂતિ એટલે કાંઈક ત્યાગ કરવાની તૈયારી એવો એનો અર્થ થાય છે. પરંતુ કોઈ પણ નવા ખીલતા કામને સહાનુભૂતિભરેલી હૂંફ આપવા આપણે લોકો ટેવાયેલા છીએ ખરા? ઊગતાની કદરને બદલે લગભગ બધાં જ ક્ષેત્રોમાં આપણે સફળતાની જ પૂજા નથી કરતા? આપણા સાહિત્યના ચંદ્રકો લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યિકોને જ નથી મળતા? રાજકારણ, શિક્ષણ, વિજ્ઞાન–બધાં ક્ષેત્રોમાં એવું જ નથી?

કસોટીના આ દિવસોમાં બે જણની હૂંફ સારી મળી. એક સ્વ. બબલભાઈની અને બીજી નરહરિ કાકાની.

સ્નેહાધીન
નારાયણ.

## [૪] ૧૯૫૨નું ધરમપુર

૧૯–૭–૫૨.

પ્રિય નિર્મળા

સામેના પેલા જાંબુના ઝાડ પરથી પાણીનાં ટીપાં હજુય ટપ....ટપ....ટપ....ટપ ટપકે છે. ધરતીએ તાજી નાહીને લીલી ચાદર ઓઢી છે. આંસુથી ધોવાયેલું હૈયું જેમ હળવું લાગે તેમ ચોમાસાથી ધોવાયલું વાતાવરણ પણ હળવું લાગે છે. એક બે કાબરો અને એક બે દેવચકલીઓના સંગીતમાં વરસાદ રહી ગયા પછી ઝાડનાં પાંદડાં પરથી પડતાં ટીપાં જાણે કે તાલ આપે છે. આવા વાતાવરણમાં લખવું બહુ ગમતું હોય છે.

તને ખબર છે? આ વખતે લગભગ ૪૦–૫૦ ઈંચ વરસાદ મારા માથા પર જ વરસ્યો! ધરમપુર અને પારડી એ ગૂજરાતના સૌથી વધુ વરસાદવાળા તાલુકાઓ છે. એ બે તાલુકાઓમાં જ હું ફર્યો. બન્યું પણ એવું કે સવારે નીકળતો ત્યારે જ ધોધમાર વરસાદ તૂટી પડતો અને દશ બાર માઈલ ચાલીને આગલે મુકામે પહોંચું એટલામાં વરસાદ પાછો બંધ થઈ જાય. પહાડ, પાણી અને પાનાં એકઠાં થાય ત્યાં કુદરતી રીતે જ રમણીયતા સર્જાઈ જાય છે. ભૂમિદાન–આન્દોલન બીજું તો જે કરે તે ભલે કરતું, પણ એણે મને ગૂજરાતની રમણીયતા ધરાઈ ધરાઈને માણવાની તક તો કરી આપી જ છે. સહ્યાદ્રિ ધરમપુર સુધી આવીને પૂરો થાય છે. દક્ષિણ સૂરતની ઔરંગા, કોલક અને પાર નદીઓ ધરમપુરની એક બાજુથી નીકળીને આખો તાલુકો ચીરી પારડી, વલસાડ ભણી વહી જાય છે. અને જંગલો પણ આ ભાગનાં

સાવ કપાઈ નથી ગયાં. ધોધમાર વરસતા વરસાદનું જ એક સૌન્દર્ય હોય છે. એમાં વળી ડુંગરો પરથી કેસરિયાં કરીને ધસી આવતી નદીઓનું સૌન્દર્ય ભળે, અને વરસતા વરસાદમાં રોપણી કરતાં ઢોડિયા, કૂંકણા નરનારીઓના અર્ધા ઉઘાડા કાળા દેહ પર ઘેરા લીલા કાછોટા કે ભગવી બની ગયેલી પોતડીઓના રંગ પણ ભળી જતા હોય છે.

એક જ પ્રશ્ન મને વારે વારે સતાવતો હતો. કુદરત જ્યાં આટલી સમૃદ્ધિ રેડે છે, ત્યાં માણસ કેમ આટલો કંગાળ છે?

હું ધારું છું કે આ એકલા સૂરત જિલ્લાના દક્ષિણ પટ્ટાનો જ નહિ, પણ ભારત આખાનો પ્રશ્ન છે. તમે હમણાં ફરો છો તે ઉત્તર પ્રદેશ જુઓ કે તમારી પાડોશનો બિહાર જુઓ. બંગાળ ઓરિસ્સા કે આસામ જુઓ. શેરડી, ડાંગર, ચહા અને બીજા પાકની રેલમછેલ અને છતાં બધે જ મોટા ભાગનાં લોકો અર્ધ-ભૂખ્યાં! આંધ્ર, તામિલનાડ, ત્રાવણકોર, મૈસૂર, કૂર્ગના કાજુ, નાળિયેર, સોપારી, એલચીથી લચી પડતાં જંગલો જુઓ: માનવની ગરીબી સૃષ્ટિની એ બધી સમૃદ્ધિની ઉપેક્ષા કરતી અને તે સામે કારમું અટ્ટહાસ્ય કરતી જ તમને દેખાશે.

આટલો સ્પષ્ટ વિરોધાભાસ, છતાં લોકોને કેમ નહીં દેખાતો હોય? અમીર આમાં ભાગ્ય જુએ છે ને ગરીબ કિસ્મતનો વાંક કાઢે છે. માણસે ઊભી કરેલી વ્યવસ્થામાં કાંઈક ભૂલ છે એટલી વાત આ બંનેને કેમ નહિ સમજાતી હોય? પાકી સડકો પર ફરવાનું મળ્યું. ધરમપુરના જૂના રાજાને શિકાર કરવા જવાનો શોખ, એટલે સડક તો સારી જોઈએ ને? પણ ખૂબી એ કે સડકોની આસપાસ ક્યાંય વસ્તી જ નહિ! એનું કારણ મને એ કહેવામાં આવ્યું કે ગમે ત્યારે શિકાર માટે કે બીજા કોઈ કામ

માટે આખા ગામનાં લોકોને વેઠે બોલાવવામાં આવતાં. એ વેઠથી ત્રાસીને આખી ને આખી પ્રજા જ મુખ્ય સડકોથી દૂર રહેવા લાગી. એક ભાઈએ અમને ચોમાસામાં પગે ચાલતા ફરતા જોઈને અમારી ખૂબ દયા ખાધી. રાજના જમાનામાં એ 'ફોરેસ્ટર' હતા. એમને કદી એમ ચાલવું નહોતું પડતું. બે ચાર આદિવાસીઓને વેઠે બોલાવી લીધા એટલે કામ પત્યું. એ ફોરેસ્ટરના શરીર જેવી જ ભારે ખુરશી સાથે એમને ઊંચકીને એ કહે ત્યાં લઈ જાય. આટલી વાત એમણે પોતે જ વીતી ગયેલા જમાનાનું ગૌરવ વર્ણવતાં કહી. અને કોઈ સહેજસાજ આનાકાની કરે તો મારી મારીને લોકોનો દમ કેવી રીતે કાઢતા, એ વાતનું વર્ણન, એક જમાનામાં એમને ઊંચકનાર, એમના જ ગામના, એમનાથી વધુ હોશિયાર, આદિવાસી ખેડૂતે કર્યું.

ધરમપુરમાં ૧૯૪૮ પહેલાં ભાગ્યે જ કોઈ રાજનૈતિક સભા થઈ હશે. કોઈ પણ પ્રકારની પ્રજાકીય પ્રવૃત્તિથી રાજને કાળજીપૂર્વક મુક્ત રાખવામાં આવ્યું હતું, ધાર્મિક પ્રવૃત્તિનું જોકે ધરમપુર ધામ કહેવાય. અમે ત્યાં ગયા ત્યારે થોડા દિવસથી મહાભારતની કથા ચાલતી હતી. અમારા પાડોશીના ઘરમાં એક કંકોત્રી જોઈ. ચોમાસામાં કંકોત્રી, જોઈને જરા નવાઈ લાગી કુતૂહલથી મેં કંકોત્રી મંગાવી એનો મજકૂર યાદદાસ્તથી નીચે ટાંકું છું:

> શ્રી ગણેશાય નમઃ ॥ સ્વસ્તિ શ્રી મહાશુભ ગ્રામ ધરમપુર મધ્યે શ્રી ...ને વિદિત થાય જે મારે ત્યાં મારી કન્યા કૃષ્ણા, ઉર્ફે દ્રૌપદીના લગ્ન પાંડુરાજાના પાંચ પુત્રો–યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ અને નકુલ જોડે, આજે સંધ્યા કાળે ગોધૂલિ વેળાએ નિર્ધાર્યાં છે, તે પ્રસંગે યોગ્ય ઉપહાર સાથે પધારવા આપને વિનંતી છે. લિ. આર્તાંકિત સેવક દ્રુપદરાજા વતી ફલાણા મહારાજના યથાઘટિત

અને લોકોએ દ્રુપદરાજાના એ આધુનિક ગોરને સેંકડો રૂપિયાનો ચાંલ્લો કર્યો! મારા યજમાન અહીંના એક યુવાન-કાર્યકર્તા હતા. એક દિવસ આ મહારાજની બહુ વખણાતી કથા સાંભળવા તેઓ ગયા હતા. એમાં નકરો કોમવાદ હતો.

આ છે ૧૯૫૨ નું ધરમપુર.

સ્વરાજવાળાઓ જ્યાં નથી પહોંચી શકયા ત્યાં આ ધર્મોપદેશકો પહોંચી ગયા છે. આપણા ભૂદાનસેવકોને આમના કરતાંયે ઊંડાણનાં ગામડાંમાં પહોંચવાનું છે અને ત્યાં સાચો ધર્મ શીખવવાનો છે એ વિચારું છું ત્યારે કામની વિશાળતા જોઈ મને કંઈ કંઈ થાય છે.

દિવસે છાપરીએ જઈને લોકો સાથે વાતો કરતો. બપોરે એક બે કલાક એમની સાથે રોપણી કરવામાં ભળતો. દિવસ આથમતાં પહેલાં જ સભા થતી. પચાસ માણસથી વધારે લોકો ભાગ્યે જ કોઈ ગામે આવ્યા છે. પહેલેથી કરેલા પ્રચારને લીધે એક બે જણે ધરમપુરમાં જાતે જ આવીને જમીન નોંધાવી. ગામડાંઓમાં તો છાપાંઓ પહોંચ્યાં જ નહોતાં. પણ ભાગ્યે જ કોઈ સભા એવી ગઈ કે જ્યાંથી જમીન ન મળી હોય. એક આદિવાસીએ પોતાની ૩૫ વીઘાંમાંથી પોણા બે વીઘા જમીન આપી તે મને જરા ઓછી લાગી. પછી ખબર પડી કે એને ત્યાં ૩૫ જણ ખાનાર હતાં!

જાતે આવીને ભૂમિદાન આપનારમાં અહીંની શાળાના ડેપ્યુટી ઈન્સ્પેકટર શ્રી. રામચંદ્રભાઈ હતા. એમણે દાન આપવાની ક્રિયાને તાલીમનો સુંદર વિષય બનાવ્યો. જાહેર સભામાં દાનપત્ર ન ભર્યું. ઘેર લઈ ગયા. સાક્ષી તરીકે બીજા ભાઈઓ સાથે પત્નીની સહી કરાવી અને બે બાળકીઓને દાનપત્ર ભરતી વખતે હાજર -

પોતે શું કર્યું તે એમને બરાબર સમજાવ્યું. તે દિવસે એમણે એમની એ કન્યાઓ પર કેવા ઊંડા સંસ્કાર રેડ્યા!

શિક્ષણની વાત નીકળી છે ત્યારે મને અહીંનો એક પ્રસંગ યાદ આવે છે. અહીંના કેટલાક શિક્ષકોએ મારી સાથે વાતચીત ગોઠવી હતી. એ વાતચીત દરમ્યાન એમણે નઈતાલીમ અંગે કેટલાક પ્રશ્નો પૂછ્યા. એ પ્રશ્નો જોકે નઈતાલીમ અંગે શંકા દર્શાવવા પૂછ્યા હતા, પણ એમાં નઈતાલીમ અંગે જ નહિ, પણ કેળવણીના નવા સિદ્ધાન્તો પ્રત્યે જ શંકા પ્રગટ થતી હતી. કેળવણી જેવી સદા તાજી રહેવી જોઈતી વસ્તુ જ્યારે વાસી થાય છે કે રૂઢિગ્રસ્ત બને છે, ત્યારે એ ભયંકર દુર્ગંધ મારે છે.

આ યાત્રામાં કાર્લ માર્ક્સનું કશું જ સાહિત્ય વાંચેલું નહિ એવા બે માર્ક્સવાદી ભાઈઓની ઓળખાણ થઈ ગઈ. હતા તો બંને પોતાના ધંધામાં રત, પણ ઘણાખરા કાર્યકર્તાઓનું હોય છે તેમ સાથે સાથે સામાજિક કાર્યકર્તાઓ પણ હતા. ઓલપાડના પેલા જમીનમાલિકોની વાત મેં તને લખી હતી કે–દૂબળાઓ જાનવર છે, એમ કહેતા હતા તેની ? આમણે એક એવું જ નવું જીવન-સૂત્ર શીખવ્યું. એમણે કહ્યું : ‘આ જમીનમાલિકો તમને જમીન આપશે જ નહિ ને !’ અનેક તર્ક વિતર્કો પછી એમણે એ સૂત્ર ઉચ્ચાર્યું: ‘જમીનમાલિકો જમીન જ નહિ આપે, કારણ કે એ રાક્ષસો જેવા છે.’

એક વર્ગ બીજાને જાનવર ગણે છે. તેની સામે બીજો એક વર્ગ પેલાને રાક્ષસ માને છે. બંનેમાં રહેલી માણસાઈ જગાડવા જ વિનોબા ગામે ગામ ભટકે છે ને ?

પારડીના એક જમીનમાલિક, જેમનો દાવો હતો કે તેઓ એક હજાર મજૂરને પોષે છે, એમને મેં પૂછ્યું કે ‘તમે એમને

પોષો છો કે એ તમને ?' ત્યારે એમણે દાર્શનિકના જેવું મોં કરી કહ્યું : 'એ તો જીવન પ્રત્યે જોવાના દૃષ્ટિકોણ પર આધાર રાખે છે.' એમને ત્યાં એક રમૂજી કિસ્સો જોયો. એ ભાઈ આખો વખત એમની આંગળીમાં ચાવીનો ઝૂડો ફેરવ્યા કરતા હતા. મારા સાથીને એ જોઈ કૌતુક થયું. એમનાં પત્ની પાસે પાણી માગ્યું ત્યારે એનું કારણ સમજાયું. એને પહેલાં આવી ચાવી માગી. પછી એક ચાવીથી કબાટ ખોલી એમાંથી લોટા પ્યાલા કાઢ્યા, બીજી ચાવી વડે પાણિયારાની ઓરડી ખોલી, ત્રીજી ચાવી વડે પેટી ખોલી તેમાંથી નેપકિન કાઢ્યો. એમને થયું કે માટલાં. પ્યાલાં અને નેપકિન પણ તાળા કૂંચીમાં સાચવવા પડે એવી આફત શી આવી પડી હશે ? થોડી વારમાં કારણ સમજાયું. બે ભાઈઓ હમણાં જ જુદા પડ્યા હતા. મોટા ભાઈનું માટલું નાનાભાઈને ત્યાં ન ચાલ્યું જાય, એની આ તકેદારી હતી ! નીચે ઊતરતી વખતે જોયું કે નાનાભાઈના હાથમાં પણ ચાવીનો ઝૂડો હતો ! વિનોબા ઘણીવાર કહે છે કે 'સંપત્તિ તો આપત્તિ છે'–તે હવે મને સમજાયું !

સ્નેહાધીન,
નારાયણ

## [૫] કમોસમ

—તમને ભૂદાનવાળાને તે કંઈ સમયનું ભાનબાન છે કે નહિ ? આ ઉનાળાના તાપમાં તે આમ ટાંટિયા તોડવા નીકળાતું હશે ?

પોતે તો હેરાન થાવ જ, સાથે જેને ફેરવો એ પણ હેરાન થાય, અને જેને ત્યાં જવાના હો, એ પણ હેરાન થાય........

—અને તમેય તે શું ભાઈ, આ ચોમાસું પસંદ કર્યું ! કાદવ ખૂંદતાં આવવાનું, કાદવ ખૂંદતાં જવાનું. એ તો વિનોબા ફરતા હશે ત્યાં આપણા જેવી કાળી જમીન નહિ હોય. નહિ તો એય કંટાળીને ફરવાનું મૂકી દે. અને જેમને તમારે વાતો કરવાની છે એનો પણ કાંઈ ખ્યાલ રાખવો જોઈએ કે નહિ ? કે બસ આમ ઝોળી લઈને નીકળી પડ્યા ! ચોમાસામાં તમારી વાત સાંભળવાની નવરાશ કોને હોય ? ખેતીમાંથી માથું ઊંચું થતું નથી, નાથું. અને કોઈ દિવસ વરસાદે હેલી કરી હોય ને લોક ઘેરે બેઠા હોય તો એમને બે દમ બીડીના તો મારવા દો, તમે તો બસ આવી પહોંચ્યા, 'ચાલો સભામાં' કહેતા........

—અને ભાઈ સાબ, તમેય તે ખરા છો ! તમને બીજા કોઈ દિવસ ન મળ્યા, તે દિવાળીના દિવસોમાં આવ્યા ? છોકરાં ઘણે દિવસે રજામાં ઘેર આવ્યાં હોય એમને મળે કે તમારી પિંજણ સાંભળવા આવે ? ઘેરે મહેમાન આવ્યા હોય એમની સરભરા કરે કે તમારી ?

—આ દિવસોમાં તે કાંઈ નીકળાતું હશે ? કપાસની સીઝન છે, એટલુંય જાણતા નથી ? અમારે કપાસ વીણવાનો હોય. મજૂરોય મૂઆં ક્યાં મળે છે ? અમારે ઠેઠ દૂર દૂરથી જઈને, 'ભાઈબાપા' કહી કહીને તેડી આવવા પડે છે. અમારે ગાડાં ભરાવવાનાં હોય, અમારે જીનમાં જવાનું હોય. તમે જ કહો જોઈએ, શિયાળામાં તે કાંઈ નીકળાતું હશે ?........

—અને વસંત ઋતુ કાંઈ ભૂદાન માટે છે ? કુદરતે એને બનાવી છે જ લગનસરા માટે. તમને ભૂદાનવાળાને તો ટ્રેનમાં

બહુ ફરવાનું થાય નહિ, બાકી લગનગાળામાં બપોરના ફાસ્ટમાં બેઠા હો તો ખબર પડે કે લોકોને નવરાશ છે જ કયાં? દીકરીના બાપ હોય તેને ખબર પડે કે અમારી શી વલે થાય છે? છોડી ચૌદ વરસની થાય, એટલે અમે એને માટે સારું ઠેકાણું શોધવા માંડીએ. પણ એમ કાંઈ ઝટઝટ મળી જાય છે? અમારી નાતમાં અમારો ગોળ સારો ગણાય હોં! એમાંય વળી અમારાં છ ગામ ચડિયાતાં. અમારાથી બીજા ગામની કન્યા લેવાય ખરી, પણ અમે ત્યાં દઇએ નહિ. દીકરીને કાંઇ ગમે ત્યાં નખાય છે? હાથે કરીને કોઈ બાપ દીકરીને ખાડામાં નાંખતો હશે? અમે તો અમારાથી સહેજસાજ ઊંચું જ ગામ અને તેમાંય સહેજસાજ ઊંચું જ ઘર શોધીએ. પણ જમાનો એવો બગડી ગયો છે કે છોકરાનાં માબાપ મોંઘાં થાય છે. અમે પરણ્યા ત્યારે અમારી કિંમત માંડ બે હજારની મનાતી. મારા બે છોકરા પરણ્યા તેમાં સામેવાળા પાસે મેં તો કશું લીધું જ નહિ. અમે અસલથી જ સુધારક ખરાને–આ તો દીકરીવાળાએ ખુશીથી જે રિવાજ નિભાવવા આપ્યું તે અમારે લેવું પડ્યું. બધું મળીને વીશેક હજાર જેટલું થતું હશે. પણ આ તો ૩૦–૩૫ ને ૫૦ હજાર માગે છે. તમે ભૂદાન કરાવો છો એના કરતાં વર-દાન કરાવોને?

## [૯] ગુર્જરીની તીર્થયાત્રાએ

આખા ગૂજરાતમાં સળંગ યાત્રાનો વિચાર થોડા દિવસથી મનમાં ઘોળાયા કરતો હતો. પહેલાં સૂરત જિલ્લામાં જ ફરવાનો

વિચાર કર્યો હતો. પછી એ વિચાર ફેરવ્યો. મુખ્ય કારણ એ હતું કે પહેલે તબક્કે મુખ્ય ભૂમિવાનોનાં ગામને આવરી લેવાં એવી કલ્પના હતી. માંડવી તાલુકામાં ૧૬૦ ગામોમાંથી માંડ પાંચ ગામો ભૂમિવાનોનાં; બાકી બધાં તો ભૂમિહીન મજૂરો અથવા ગણોતિયાઓનાં જ. એવા તાલુકામાં એક–બે યાત્રામાં દેખાયું કે જો ભૂમિવાનોનાં ગામો કરવાં હોય તો તાલુકો એ નાનું એકમ પડશે. ગૂજરાતના બીજા જિલ્લાઓમાં પણ કામ શરૂ થવાનું બાકી જ છે, એમ કહેવાય. એટલે બધા જિલ્લાઓમાં એકવાર તો ફરી લેવું એમ ઠરાવ્યું. પહેલી કલ્પના મુજબ હજારેક માઇલના પ્રવાસની યોજના ગોઠવી. અલબત્ત આમાં અનુભવ પ્રમાણે ફેરફારની ગુંજાયશ રહેશે, પણ અત્યારે તો એમ ધાર્યું છે કે દરેક જિલ્લામાં વીસેક દિવસ ગાળી આગળ વધતાં જવું.

ગઈ કાલે આખા શરીરમાં સખત વાની અસર હતી એટલે નીકળાશે કે કેમ એની ચિંતા હતી. પણ નીકળ્યો ત્યારે વા કોણ જાણે કયાં ગયો! લાંબા પ્રવાસ માટેના સામાન–પહેર્યાં ઉપરાંત બે જોડ કપડાં, ઓઢવા પાથરવાની ચાદરો, વાંસનો રેંટિયો, પૂણી, લેખનસાહિત્ય, બેત્રણ પુસ્તકો, બેટરી, ચપ્પુ, લોટો, દાનપત્રો–નો ભાર પીઠને જરા વધારે લાગ્યો. મનથી તો આખી યાત્રા એકલા કરવાની તૈયારી હતી, તેથી ઘરથી નીકળતાં જ સાવ એકલો હતો એમાં કાંઈ નવાઈ ન લાગી.

હવે તો થોડે થોડે દિવસે ઘર છોડીને યાત્રાએ જાઉં છું, છતાંય આ વખતે વિદાય જરા વસમી લાગી ખરી. દર વખતે નહીં ને કોણ જાણે કેમ આ વખતે, ચાર વરસની સંઘમિત્રા વચ્ચે આવીને ઊભી રહી. બારણું રોકી કહે: 'તમને નહીં જવા દઉં'.

મને રવીન્દ્રનાથ ઠાકુરની 'જેતે નાહિ દિબો' કવિતા યાદ આવી:

ચારે કોરથી આજે અખંડ,
ગૂંજે છે મારા કાને.
એ વિશ્વમર્મભેદી કરુણ ક્રંદન
મારી કન્યાના કંઠસ્વરે
વિશ્વની પેલી અબોધ વાણી.

ચિરકાળથી—
જે જે મળે છે એને, તે તે ગુમાવે છે એ.
તોયે,
એની મુઠી કદી ના ઢીલી પડી.
તોયે—
પેલી મારી ચાર વર્ષની કન્યાની પેઠે
બોલે છે અવિરત
એ અક્ષુણ્ણ પ્રેમની ગર્વભરી વાણી—
"જાવા ના દઉં, જાવા ના દઉં".

મોઢું પડેલું છે,
આંખો ભરેલી છે.
ઘડી ઘડી, પળે પળે, ભાંગીને ભુક્કા થાય છે ગર્વ.
તોયે પ્રેમ કશાથી ન માને પરાભવ,
વિદ્રોહી ભાવે, રુંધ્ય કંઠે કહે છે:
"જાવા ના દઉં; જાવા ના દઉં."

જેટલી વાર હારે છે,
તેટલી વાર પોકારે છે:
"હું જેને ચાહું છું તે શુ કદી,
દૂરે જઈ શકે ખરું મારાથી?
મારી આકાંક્ષા જેવું આકુળ,

સૌને વટાવે તેવું અકૂળ,
છે કાંઈ વિશ્વમાં બીજું એવું પ્રબળ ?"
એમ કહી ઊંચું કરી માથું.
પોકારી તે ઊઠે—
"જવા ના દઉં; જવા ના દઉં."

વત્સલ એની જ આંખોની સામે
એનું માનીતું ધન,
ઝંઝામાં ઊડતાં તરણાં પેઠે,
ઊડી જાય એક દીર્ઘ નિઃશ્વાસે.
બેઉ નયનાં ઊભરાય છલોછલ,
ઢળી પડે ધરણી પરે—મૂળ કાપ્યાં વૃક્ષ જેમ,
માથું ઢાળી, ગર્વ ગુમાવી.
તોયે પ્રેમ બોલે—"વિધિના લખ્યા લેખ ફીટશે નહીં.
મને મળ્યો છે એના હાથે લખ્યો દસ્તાવેજ."
તેથી—
મરણની સામે એકઠી કરી સર્વ શક્તિ,
પોકાર કરે છે નબળી એની છાતી—
"મૃત્યુ ! તું નથી........................"

બા છેવટ સુધી સૂચના આપતી રહી: 'કોઈ દૂધ આપે તો ના ન પાડતો....બાકી તારા નિયમો ભલે જાળવ્યા કરતો.'

ઉત્તરા છેવટની ઘડી સુધી મારો બિસ્તરો કઈ રીતે સહેલાઈથી ઊપડી શકે એવો બનાવાય એના પ્રયોગો શીવવાના મશીન પર કરતી રહી.

શિવાકાકા ત્રણ ખેતર સુધી વળાવી ગયા.

મારી ગુજરાતની યાત્રા શરૂ થઈ.

પહેલા જ ગામ બાજીપુરામાં વ્યવસ્થા કરનારા ભૂલી ગયા હતા કે મેં આજે ત્યાં આવવાનું કહ્યું હતું. એટલે સભાની તૈયારી તો હોય જ શી રીતે? બે ચાર જણ એકઠા થયા એટલે ચર્ચા ઊપડી. એક બે જણ ઊંચે સાદે બોલવા લાગ્યા એટલે ખાસ્સી સભા થઈ ગઈ. મેં તો સાંભળવાનું જ વધારે કર્યું.

વચ્ચે વચ્ચે એક બે પ્રશ્નો પૂછીને હું ચર્ચાને સરખે રસ્તે દોર્યા કરતો. એ લોકોએ જ માહોમાંહે ચર્ચા કરીને ભૂમિદાનનું મહત્ત્વ સ્વીકાર્યું. પણ એક મુદ્દા પર વારંવાર ભાર દેવાતો હતો: 'રાનીપરજ'—જેને હજી પણ આ લોકો 'કાળીપરજ' જ કહેતા હતા—કદી સંસ્કારી થઈ ન શકે. અને અસંસ્કારીને જમીન આપવાનો અર્થ શો? પછી આજના શિક્ષણ અને સંસ્કારની વાતો નીકળી. એમનાં પોતાનાં બાળકો જે સંસ્કાર પામ્યાં હતાં એને વિષે પણ એમણે સખત અસંતોષ પ્રગટ કર્યો.

એટલામાં મઢી કન્યાઆશ્રમની થોડી બહેનો મને બોલાવવા આવી પહોંચી. ઘરમાં આવતાં પહેલાં એમણે રજા માગી. પછીની વાતોમાં પણ ખૂબ વિનય દેખાડ્યો.

નાસ્તા માટે કેળાં આવ્યાં. મારે તો કાંઈ ખાવું નહોતું. આસપાસ બેઠેલા બધાએ પોતાનો હિસ્સો પૂરો કર્યો, ત્યારે કોઈ કે પેલી છોકરીઓને યાદ કરી. એમને પણ કેળાં લેવાનો આગ્રહ થયો. પણ એમણે આનાકાની કરી. છેવટે મારા કહેવાથી એમણે કેળાં લીધાં. રાનીપરજના અસંસ્કાર વિષે પાછી ચર્ચાઓ ચાલુ થઈ. થોડીક વારે કોઈ કે જોયું કે એક પણ છોકરીએ કેળું ખાધું નહોતું.

'કેમ અલીઓ, ખાતી નથી?'

'ખાશું, ખાશું.'

'વાર શાની કરિા કરો છો? કોઈની રજા લેવા જવું પડશે કે શું?'

'ના જી, રજા એમાં કોની લેવાની?'

'ત્યારે તમે તમારે શાઓની!'

'અમારી કેટલીક બહેનો ગામ બહાર નારાયણભાઈની વાટ જોતી બેઠી છે, એમને મળી એમની સાથે વહેંચીને ખાઈશું.'

સભામાંથી કોઈકે બોલ્યું : 'આનું નામ સંસ્કાર.'

મેં કહ્યું : 'આ છોકરીઓને પૂછી જુઓ કે એ કઈ કોમની છે.'

બધી કન્યાઓ 'કાળીપરજ'ની હતી.

એક ભાઈએ ૪ વીઘાં જમીન આપી.

રાતે સ્યાદલાની સભા ગામ વચ્ચે રાખવામાં આવી હતી. પુરુષો ઘરમાં હીંચકા પર બેસીને બારણું અર્ધું બંધ રાખીને સાંભળતા હતા અને સ્ત્રીઓ બહાર આવી સભામાં બેઠી હતી. મારા મનમાં પ્રશ્ન થયો કે પરદાની પ્રથા ઊલટી થઈ ગઈ કે શું?

# [૭] તડકી છાંયડી

....ગામના દિવસ બહુ રોમાંચક ગયા.

ગામમાં આગળ પડતા કાર્યકર્તા ગણાય છે તે ભાઈ

૬–૧–’૫૩ અમે ગઈ કાલે પહોંચ્યા ત્યારે નહોતા. અમારા કાર્યક્રમની જાણ થયા પછી કેટલાક ‘બહુ અગત્યના’ કામસર બહાર ગયા હતા. એમના પાછા આવવાની રાહ જોવાની હતી. કોઈક અજાણ્યે ઘેર અમને મુકામ અપાયો. ગામના આગેવાનોની સભા થઈ–ગ્રામપંચાયતના એક અધિકારી આવેલા તેમની સભા થતી હતી તેમાં મને પણ બોલવા કહ્યું. ત્યારથી જ અમારી વિનંતીને માન આપીને અહીં આવેલા આ પ્રદેશના એક બીજા નેતા બીજા કોઈ અગત્યના કારણસર ચાલ્યા ગયા હતા.

આ ગામમાં પહેલાં આવી ગયો હતો, ત્યારે ખૂબ સારી સભા થઈ હતી. ગામ લોકોએ કહ્યું હતું કે આવતી વખતે તમે આવશો ત્યારે જરૂર જમીન આપશું. તેથી મેં ગામ આગેવાનોની સભામાં કહ્યું કે આ વખતે તો શરૂઆત કરવી જ જોઈએ.

મારી વાત પૂરી થતાં જ બે–ચાર જણ નમસ્કાર કરીને ચાલ્યા ગયા. બીજા એક–બે જણ ‘અરે, પેલા ક્યાં ચાલ્યા, એમની પાસે તો શરૂ કરાવવા જેવું હતું. એમને બોલાવી લાવીએ!’ કહીને પોતે એમની પાછળ ગયા તે ગયા જ. એક જણે કહ્યું, ‘મારી વ્યવસ્થા તો સરસ છે. હું મારી ભૂમિનો અને મારા માણસોનો રાજા છું. મજૂરો મારી ધારાસભા. પણ એમને આપણે એમ કહેવાનું કે તમે જ સાચા રાજા છો. એટલે એ આપણું કામ કર્યા કરે.’

મેં પૂછ્યું: એ લોકો કામ કરવાની ના પાડે તો?

'તો એમને તગેડી મૂકવાના.'

'તો પછી એ તમારી ધારાસભા ક્યાં રહી? વારુ, પણ જો એ લોકો એમ કહે કે અમારે આ રાજા નથી જોઈતો, તો?'

'તો એમને કાઢી મૂકીને બીજા ધારાસભ્યો લાવવાના.'

ધારાસભા અને રાજાના સંબંધો અંગે એમના મનમાં ઇંગ્લેંડના સ્ટુઅર્ટ વંશ જેવા ખ્યાલ હતા. માલિક–મજૂરના સંબંધ અંગે જો કે વિચારોમાં એટલો ગૂંચવાડો નહોતો.

જેટલા બાકી રહ્યા હતા, એમણે કહ્યું કે સાંજની સભા પછી અમે જાહેરાત કરીશું.

કહેવાની જરૂર નથી કે સાંજની સભામાં એમાંનું કોઈ હાજર નહોતું!

સભા પછી અમે પૂછ્યું કે 'પેલા ભાઈઓ આવ્યા છે કે?' સાંભળીને લોકોએ હસાહસ કરી મૂકી.

રાતે સૂવાનું નિશાળમાં ગોઠવાયું. ત્યારે જ અમને ખબર પડી કે અમારા ભોજનનું ખરચ અમે જેમના મૂળ મહેમાન થવાના હતા તેમને ત્યાંથી લેવાશે.

સૂતા ત્યારે અમારામાંથી કોઈને ઊંઘ આવે એમ નહોતું. અમને પેલા ભાઈઓએ છેતર્યા એ તો જાણે ઠીક, પણ એને લીધે એમની ગામમાં બેઈજ્જત થાય એ કેમ પાલવે? મારા મનને સતાવતો આ પહેલો પ્રશ્ન હતો. બીજો પ્રશ્ન એ હતો કે ભૂદાનયજ્ઞ આમ ઠઠ્ઠા કરવાની વસ્તુ છે, એવી હવા શું કામ થવા દેવી? જે ગામમાં જમીન છે, જેમણે ઓછામાં ઓછી બે વાર ભૂદાનની વિચારધારા સમજાવવામાં આવી છે, જેમણે 'અમે

જરૂર આપીશું' એમ કહ્યું છે, એ લોકોને આમ ટાળમટાળ કરવા દઈએ તો ભૂદાનયજ્ઞનું તેજ હિન્દુસ્તાનમાં હણાય એમ અમને લાગતું હતું. દક્ષિણ હિન્દુસ્તાનમાં શ્રી. શંકરરાવ દેવે જે દિવસે પાંચ એકર જમીન ન મળે તે દિવસે ભોજન ન કરવું એમ ઠરાવ્યું હતું. એને અંગે એમણે લખ્યું હતું: 'માલિક ભૂખા રહે, તો સેવક કૈસે ખાય?'

એ સૂત્રે અમને એમ વિચાર કરતા કરી મૂક્યા કે શું ત્યારે ભોજન છોડીએ?

લોકોની ભૂમિહીનો પ્રત્યેની ઉદાસીનતા જોઈને ખાવાનું ભાવે એમ તો રહ્યું જ નહોતું.

નિર્ણય સવારે લેવાનું ઠરાવી અમે સૂતા. મેં ઘણા વખત સુધી પડખાં ફેરવ્યાં. સવારે ઊઠયો ત્યારે આગલા દિવસનું મંથન ચાલુ: ભૂદાનના કામમાં તીવ્રતા શી રીતે લવાય?

ઉપવાસ સામેની મારી દલીલો બે હતી. જેમનાં નામ પણ જાણતા નથી એવા લોકોની સામે ઉપવાસ કરાય ખરા? ઉપવાસ છેલ્લું શસ્ત્ર છે અમે બધા પ્રયત્નો કરી છૂટ્યા છીએ ખરા?

પણ એટલું તો નક્કી હતું કે અહીંથી ચાલ્યા જઈએ તો આ કામની બેઈજ્જતી થાય અને ન આપનારાઓની પણ બેઈજ્જતી થાય.

આ ગામમાંથી થોડી જમીન મળે પછી જ જવું એવું ઠરાવ્યું. પણ આ ગામ પર અમારો આર્થિક બોજો ન પડે એટલા સારુ કોઈના ખર્ચે ખાવાને બદલે, અમારે જ અમારી પાસેના પૈસાથી કાંઈક ખરીદી લઈને ખાવું, એમ ઠરાવ્યું. ગામ લોકોને અમારું રહેવું અપ્રિય થઈ પડયું હોય અને એને લીધે શાળાના શિક્ષક

પર કાંઈક દબાણ આવશે એમ લાગે તો ગામ બહાર પડયા રહેવું, એટલે સુધીની અમારી તૈયારી હતી.

અહીં આવ્યા ત્યારે અમને જે ભાઈને હવાલે કરવામાં આવ્યા હતા એમને ત્યાં જઈને કહ્યું: 'ગામમાં ફરવું છે, તમે અમને જમીન–માલિકોના નામ આપો.' એ બે ભાઈઓએ થોડી વાર અંદર અંદર વાતો કરી, પછી અમને ખાસ્સી લાંબી સરખી યાદી કરી આપી. પણ એ લોકોને ત્યાં અમારી સાથે આવવા એ બિલકુલ તૈયાર ન થયા.

સૂરત જિલ્લાનાં ગામો સામાન્ય રીતે સડકની બંને બાજુએ પાઘડી પને લંબાયેલાં હોય છે. પહેલું નામ ગામને બિલકુલ પેલે છેડેનું હતું. ત્યાં પહોંચ્યા ત્યારે ખબર પડી કે એ ભાઈ ઘેરે નહોતા. બીજું નામ ગામને બીજે છેડેનું, એટલે પાછા ફર્યા. અમને આમથી તેમ આંટા ફરતા જોઈને લોકો અમારી તરફ આંગળી ચીંધતા હતા. બીજે છેડે પણ કાંઈક એવો જ જવાબ મળ્યો. ત્રીજે ઠેકાણે ગયા ત્યારે એ ભાઈએ અમને પૂછ્યું કે 'તમને અમારું નામ કોણે આપ્યું?' પછી એમણે યાદી માગી. યાદી જોઈને એમણે કહ્યું: 'ભાઈઓ, તમે ખોટા લોકોના હાથમાં ફસાઈ પડયા છો. આ યાદીમાં મોટા ભાગનાં નામો એવાં છે કે જેમની પાસે જમીન છે જ નહિ. હું પણ એમાંનો જ એક છું. વળી કેટલાંક નામો તો આમાં એવાં પણ છે કે જે નામના કોઈ માણસ ગામમાં છે જ નહિ!' જેમણે યાદી બનાવી આપી હતી તે જ ગામના મુખ્ય જમીન–માલિકો હતા. ફરી પાછા પેલા ભાઈ પાસે જઈ મેં સમજાવવાનો પ્રયત્ન કર્યો: 'અમને તો ઘેરે ઘેરે રખડવામાં કાંઈ વાંધો નથી, પણ તમારી ઈજ્જતનો આમાં સવાલ છે એનું અમને દુઃખ છે.' એક ભાઈ તો દરમ્યાન ગામ છોડીને ચાલ્યા ગયા હતા. બીજા જે ઘેરે હતા તેઓ ખૂબ

ખંધું હસ્યા. 'ઈજ્જત તો જાણે કે ઠીક!' જાણે કે એમ ન કહેવા માગતા હોય: 'મારે કાંઈ નહાવા નીચોવવાનું નથી.'

અમે ગામમાં કોઈની પણ સલાહ લીધા વિના એક છેડેથી બીજે છેડે સુધી જેટલાં ઘરમાં જઈ શકાય એટલાં ઘરમાં જવાનું ઠરાવ્યું.

પહેલે ઘેરે ખાસ્સી દોઢેક કલાક વાતો થઈ. એ ભાઈ જોષ. કેવું સારું જુએ છે, વૈદકનો ધંધો કયાંથી શીખ્યા, ડબ્બાઓ રંગવાનું કામ એમને પહેલાં કેમ વધારે મળતું, હવે કેમ ઘરાકી ઘટી છે, દીકરી કેટલાં વર્ષથી ગાંડી થઈ ગઈ છે, વગેરે અનેક બાબતોથી પરિચિત થયા. ભૂમિદાનનો વિચાર એમણે સ્વીકાર્યો, પણ ગામમાં પોતે શરૂઆત કરવા નહોતા માગતા. બીજો કોઈ ન આપે તો પોતે ચોક્કસ આપશે, અને બીજો કોઈ પહેલ કરશે તો પોતે બીજા જરૂર રહેશે એમ એમણે કહ્યું. એમની એ વાત અમને બિલકુલ પ્રામાણિક લાગી. તેથી અમે આગલે ઘેરે ગયા.

બીજા ઘરમાં તો અમારા સાથી ભૂલાભાઈએ પ્રેમનું આક્રમણ જ કર્યું. અમે એ ઘરમાં પ્રવેશીએ એવી ઘરમાલિકની ઈચ્છા ન જણાઈ. પણ એ કાંઈ કહે એ પહેલાં જ ભૂલાભાઈ ત્યાં પહોંચી ગયા—'ઓ, હો, હો, કેમ છો? આવો, આવો, નારાયણભાઈ! નારાયણભાઈ માટે શેતરંજી પાથરો—આમ બહાર શું બેસો છો, ઘરમાં આવોને, પાણી-બાણી મંગાવો!'

એક બે ક્ષણ તો ઘરનાં લોકો ડઘાઈ ગયાં. પણ ભૂલાભાઈએ ઘડીકમાં એમને હસતાં કરી દીધાં.

'આ ગામમાં કાલના આઈવા છીએ, ને આજે હવારના અફડાતા છીએ. એટલે અમે કોણ છીએ ને કેમ આઈવા છીએ એ તો તમે જાણો છો. અને અમને ઘરમાં બોલાવવાનું તમને મન

-ની થાય, એ હો જાણે કે હમજાય તેવું છે. પણ હવે તો .અમે આવી જ પઈડા, એટલે કાંઈ આપણાથી ના ઓછી જ પડાય છે!' એ ક્ષણમાં ભૂલાભાઈ એ લોકોના આત્મીય થઈ પડ્યા. "જુઓ એ હમજાવવા બમજાવવાનું મને ની ફાવે એ બધું નારાયણભાઈ, તમે કરો. આપણે તો આઈવા છીએ તે પાણી-બાણી પીધા વિના ઊઠીએ એમ નથી.'

સભામાં એ ભાઈ આવ્યા હતા એટલે વિચાર બહુ સમજાવવાના નહોતા. પણ બધી વાત સ્વીકારીને આપવાની વાત આવે ત્યારે 'ના'ની 'ના'. વાતો ઠીક થઇ, વિચાર સમજાયા છે, હમણાં માયા છૂટતી નથી, પછી છૂટશે, એમ વિચારી અમે ઊઠવાનો વિચાર કરતા હતા, એટલામાં ભૂલાભાઇએ કહ્યું :

'લાવો નારાયણભાઈ, તમારો ચોપડો. બોલો, હું નામ?'

પેલા ભાઇએ નામ લખાવ્યું.

'બોલો, કયું ખેતર લખું?'

પેલાએ હસતે મોઢે સાડાત્રણ એકરનું એક ખેતર નોંધાવ્યું.

મને થયું કે આ દાન નોંધાવે છે એની એમને ખબર તો છે ને?

એમણે કહ્યું : 'હા, હા, હું જાણું છું. એનો વિચાર ન હોત તો મેં મારું નામ જ લખાવ્યું ન હોત. આ સાલ એ ખેતરનો પાક મારે લેવાનો કે તમે જે ભૂમિહીનને આપો, તેને આપવાનો?'

પછી તો દાન પછીની વિધિ સમજાવવા ત્યાં બેઠા. અને વિચાર વધુ ઊંડો જાય એટલા સારુ થોડું સાહિત્ય પણ આપ્યું.

એકવાર એ ભાઇએ આપવાનો નિશ્ચય કર્યો, એટલે પછી એ તરત જ ભૂમિદાન-દૂત બન્યા. 'તમે ફલાણા ભાઇને ત્યાં જાઓ, એ આપશે એમ મને લાગે છે.'

પહેલા ઘરવાળાએ એમના વચન પ્રમાણે બીજું નામ લખાવ્યું. પછી અમે આ નવા મિત્રે આપેલા નામવાળે ઠેકાણે ગયા.

ત્રીજે ઘેર અમારું ઉમળકાથી સ્વાગત થયું. એ ભાઈ 'વિશ્વવાત્સલ્ય'ના ગ્રાહક હતા સંતબાલજીના વિચારોની એમની ઉપર ઠીક અસર હતી. એમણે ગામમાં જે કાંઈ બન્યું હતું તે અંગે દિલગીરી પ્રદર્શિત કરી. અને એમણે જમીન પણ આપી.

આવા સજ્જન હતા એ ગામમાં મુશ્કેલી કેમ પડી ? ભક્તનો જવાબ છે: ઈશ્વર કસોટી કરે છે. સમાજશાસ્ત્રીનો જવાબ છે: દુર્જનતાને જીતવી હોય તો સજ્જનતાએ અક્રિય થવું પડશે એ હજી સમજાયું નથી તેથી.

## [૮] થોડા ચિતાર

એક ગામ—બે પક્ષો એવા પડેલા કે બધા લોકો પોતાના પ્રતિસ્પર્ધીના દુર્ગુણ શિવાય બીજા કશાનો વિચાર જ નહોતા કરી શકતા. ગામનું બધું કામકાજ ખોરંભે પડેલું. એમાં બંને પક્ષો એક બીજાનો વાંક કાઢતા હતા. ગામનું અઢળક ધન કોરટ-કચેરીઓમાં વપરાઈ ગયું હતું. મોટે ભાગે ભૂમિહીનો પાસે મજૂરી કરાવે.

બીજું ગામ—પેલા ગામથી માંડ બે માઈલ પણ દૂર નહિ હોય. એ જ કોમના પાટીદારોનું. ૨૫ વર્ષથી એક પણ કેસ કચેરીમાં નથી નોંધાયો. આદર્શ ગામ તરીકે ઈનામ મળ્યું છે. શિક્ષણ

સારું, પાણીની વ્યવસ્થા સારી. આખા ગામમાં એક જ વાત સાંભળી: 'અમારે ત્યાં સંપ સારો'–મોટા ભાગના લોકો જાતે ખેતી કરે છે.

* * *

પંચાયતના એક સભ્ય ગેરહાજર, બીજા સત્યાગ્રહ અંગે જેલમાં ગયેલા, ત્રીજાની ઇચ્છા વ્યવસ્થા કરવાની જણાઈ નહીં. લોકશાળાના શિક્ષકે રહેવા–જમવા–સભાની વ્યવસ્થા કરી આપી. એમને એક જ હાથ છે. ચાર ધોરણ એકલા જ સંભાળે છે. થોડાંક બાળકો એકડા લખે, થોડાં દાખલા ગણે, થોડાં કવિતા ગોખે, થોડાં પાઠ વાંચે. સામાન્ય રીતે આવી શાળાઓ માસ્તર કરતાં સોટીથી વધારે ચાલતી હોય છે. પરંતુ અહીં ધાકધમકી નહોતી. ડોળા કાઢવાની પણ વાત નહીં. દરેક બાળકના ચહેરા પર શિક્ષકના પ્રેમનો પડઘો! શિક્ષકના અવાજમાં લશ્કરી અમલદારની તુમાખી નહોતી, માતાની કુમાશ હતી.

* * *

રેલ્વે લાઇનથી દૂર ઊંડાણના એક ગામમાં.

સર્વોદય યોજનાના એક ગ્રામસેવક. ભાડે રાખેલી ઝૂપડીમાં અનેક પ્રકારની સગવડનાં સાધન પડયાં હતાં. રેંટિયા, પૂણી, પિંજણસાધન, તબલાં, મંજીરાં, હાર્મોનિયમ, વૉલિબૉલ, એની જાળી, રિંગટેનિસની રિંગ, પુસ્તકોથી ભરેલું કબાટ, શેતરંજીઓ, આસનો વગેરે.

એક વર્ષથી કામ ચાલે છે. કાલની પ્રવૃત્તિ:–દસ બાર બાળકોને રમાડવાં, થોડાં ઘણાંને કાંતણ શીખવવું.

'કામથી સંતોષ છે?'

'ના.'

'આની મારફત શું સાધવા ધારો છો?'

કાંઈ જવાબ નહોતો.

થોડીવાર પછી જવાબ જડ્યો: 'કાંતણ શીખવાય અને સંસ્કાર અપાય.'

પગાર: માસિક ૭પ્ા. કુટુંબમાં સંખ્યા : ૧.

*

લોકલબોર્ડના એક કોંગ્રેસી સભ્ય મિલ કાપડના વેપારી પાસે માગણી કરતા હતા: એવું કાપડ આણી આપો કે જે ખાદી જેવું દેખાય.

* *

ચૌધરી કોમનાં એક ડોસીમા અમને જોઈને રડી પડ્યાં. 'ખાદીવાળા દેખું ને મને મારો દલુ સાંભરે. જેલમાં ગયેલો ત્યાં જ મરી ગિયો. એણે દીધેલું ઊતું તેથી જ ટેક રાખીને આજ લગી કાંતતી છું. ને જાતે જ કાંતેલી ખાદી પહેરું.'

* * *

ગામથી દૂર કોતવાલિયાની છાપરી. ૬ ફીટ પહોળી અને ૧૦ ફીટ લાંબી. ઝૂંપડીમાં એ બે જણ અને ચાર બચ્ચાં, ત્રણ મહેમાનો. એમાં જ ચૂલો; એમાં જ ઘંટી, માછલી પકડવાની જાળ, આમલીનાં ફૂલ વાટીને ચટણી બનાવવાનો પથરો. ઝૂંપડી ગોચરની જમીન પર હતી, ગમે ત્યારે પીંખાઈ જાય.

## [ ૯ ] કિસાનોના વાલિયાંમાં

વિધિની એ કમનસીબી નથી કે ગૂજરાતની સૌથી મોટી બે લોકમાતાઓ–નર્મદા અને તાપી–ની વચ્ચેનો પ્રદેશ
૧૨–૧–૫૩ ગૂજરાતના સદા દુષ્કાળપીડિત ભાગોમાંનો એક છે? ગયે વર્ષે ઉનાળામાં આ પ્રદેશમાંથી ગયો ત્યારે માઈલો સુધી ચાલવા છતાં પાણી નહોતું મળ્યું. છેવટે એક સૂકાએલી નદીમાં પાંચેક ફૂટ ઊંડો ખાડો ખોદેલો હતો, એની અંદર ઊતરીને એક બાઈ વીરડો ગાળીને છાલિયાં વડે ગાગરમાં પાણી ભરતી હતી એણે પાણી પાયું. બે માઈલ દૂરના ગામે એને એ ગાગર લઈને જવાનું હતું.

વાલિયા તાલુકામાં પ્રવેશતાં જ સામ્યવાદીઓ વિષે જાત જાતની વાતો સાંભળવા મળી: મજૂરોને ઉશ્કેરે છે. જમીનમાલિક એકલ દોકલ મળી જાય તો મારે છે. હડતાલ પાડે છે. અરે, એક બે જગાએ તો જમીનમાલિકને હળે જોતરીને એમની પાસે ખેડાવ્યું, વગેરે.

જમીનમાલિકો અંગે પણ એવી જ ફરિયાદો સાંભળી: કબજા છોડાવે છે, મજૂરી ઓછી આપે છે, લાગ ફાવે તો મારે છે પણ ખરા, વગેરે.

કયું સાચું ને કયું ખોટું એ જોવા નથી જતો. એટલું દેખીતું છે કે અહીં વર્ગ–વિગ્રહની ભાવના તીવ્ર છે. એનો જવાબ વર્ગ-મેળ નથી, પણ સ્વેચ્છાપૂર્વકનું વર્ગનિરાકરણ છે, એવો અવાજ તો મારે અહીં મૂકવો જ પડશે.

પેટિયા ગામે અમારા સ્વાગત માટે જબરી તૈયારીઓ કરી રાખેલી. મારી સાથે સૂરત જિલ્લાના બે અજાણ્યા સેવકો શિવાય કોઈ નહોતું. તેથી અમારા યજમાનને અસંતોષ થયો. છતાં તેમણે પચાસેક એકર જમીન આપી.

બીજા એક ભાઈએ કહ્યું: 'તમને બધા ખરાબ જમીન જ આપવાના છે. બીજાના દાખલા શું લઈએ ? હું જાતે જ તમને એવી પહાડીવાળી જમીન આપવાનો છું કે એની ઉપર કોઈ કાંઈ પકવી આપે તો શરત છે.'

મેં એમને હસતાં હસતાં કહ્યું:

'તમે તો એવી જમીન નથી જ આપવાના એ મને ખબર છે !'

'કેમ ?'

'તમને જમીન આપવાનું મન શું કામ થાય છે ? નામ ખાતર. તમારે દાનની પ્રતિષ્ઠા જોઈએ છે એટલે જ ગમે તેવું તોય દાન આપવા તૈયાર થયા છો ને ?'

'હા, એ વાત તો સાચી.'

'ઠીક. હમણાં તો તમે જે જમીન આપશો તે હું લઈ લઈશ, કારણ કે હું તો તમારું દાનપત્ર જ જોઉં છું. જમીન જોતો નથી. પણ જ્યારે વહેંચણી કરવા આવીશ ત્યારે તો તમારી સાથે જઈને જમીન જોઈશ. અને એ જમીન પર ખેતી થઈ શકે એમ નહિ હોય, તો શું કરીશ એ તમને ખબર છે ?'

'શું કરશો ?'

'તમારી પ્રતિષ્ઠા સહિત એ જમીન તમને પાછી આપીશ.'

'તો તો ભારે થાય !'

એ ભાઈએ મને કમોદની ક્યારીની ૨૮ એકર જમીન આપી.

સૂરત જિલ્લાના ખેડૂતોએ અહીં વર્ષો પહેલાં આવીને મોટા પ્રમાણમાં ખેતી કરી છે. એ ભાગોને નવી વસાહતનો ભાગ કહે છે. વાલિયાની નવી વસાહત અને જૂની વસાહત વચ્ચે બહુ પ્રેમસંબંધ લાગ્યો નહીં. કિસાન કાર્યકરોનો મુખ્ય રોષ નવી વસાહતના સુરતીઓ સામે હતો. અને એમનો રોષ કિસાન કાર્યકરો પ્રત્યે એટલો જ હતો.

આ જમીન એક વખત પડતર હતી. રાજપીપળાના રાજાએ સૂરતના લોકોને અહીં વસાવેલા. નજીવી કીંમતે જમીનો આપેલી. આ લોકોએ પોતાની મૂડી, વહીવટી કુશળતા, સાહસવૃત્તિ અને અહીંના મજૂરોની મહેનત રેડીને આ જમીનને વિકસાવી છે.

પહેલે જ દિવસે થોડા જમીનમાલિકોએ મળીને સવાખસો એકર કરતાં વધારે જમીન આપી અને ટૂંક સમયમાં એક હજાર એકર કરી આપવાનું વચન આપ્યું.

વડોદરાના એક વણિકભાઈ મળ્યા. આ પ્રદેશમાં એમની જમીન છે તે ઉપરથી ગણોતિયાના કબજા છોડાવીને પોતાનું નામ પહાણીપત્રકમાં દાખલ કરાવવા આવ્યા હતા, એમ એમણે જાતે જ કહ્યું. ચર્ચા દરમ્યાન દલીલો પણ બધી જમીનમાલિકોની તરફેણમાં જ કરી. મને જાણવા મળ્યું કે એ જિલ્લા લોકલ બોર્ડના સભ્ય હતા. મેં પૂછ્યું: ' કોઈ પક્ષ તરફથી ઊભા હતા, કે સ્વતંત્ર રીતે ? '

' પક્ષ તરફથી. '

' કયા પક્ષ તરફથી ? '

' કિસાન સભા તરફથી. '

પરિસ્થિતિ આટલી સ્ફોટક હોવા છતાં સામ્યવાદ સર્વવ્યાપી કેમ નથી થતો એનું એક કારણ મને મળ્યું.

ગઈ કાલે સાંજે એક બીજા કિસાન કાર્યકર સાથે સહેજ ઓળખાણ થઈ. આજે મને આગલા ગામનો રસ્તો બતાવવા એ જ મારી સાથે આવ્યા. તેથી ઘણી વાતો થઈ.

મારી કલ્પના કરતાં એ ભાઈ દેખાવમાં જુદા નીકળ્યા. મેં ધારેલું નાજુકડું શરીર અને ટીપટાપ વેશ. પણ શ્રી. શુકલનો દેહ પાતળો છતાં કદાવર હતો. દાઢી વધી ગયેલી હતી તે વધારવાને શોખે નહિ, પણ હજામત કરાવવાની નવરાશ ન મળવાને કારણે હશે, એમ લાગતું હતું. આંખો એટલી ત્રાંસી હતી કે કઈ તરફ જુએ છે એ સમજાતું નહોતું, છતાં મોઢા પરનું સ્મિત એમની કુમાશ દેખાડતું હતું. કપડાંમાં સહેજ મેલું ધોતિયું અને પહેરણ.

મારો થેલો એમણે આગ્રહપૂર્વક ઊંચકી લીધો. પછી વાતો ચાલી. એ બહુ વાતોડિયા નહોતા, તેમ જ બહુ ઓછાબોલાયે નહોતા. નવી વસાહતના લોકોએ સવા બસો એકર જમીન આપી એ એમને બહુ ઓછી લાગી. હજારના વચનમાં એમને વિશ્વાસ મૂકવા જેવું કશું ન લાગ્યું. બીજા સહયાત્રિકોની પેઠે એમને માત્ર સ્થાનિક પ્રશ્નોની જ સમજ નહોતી. દેશના અને દુનિયાના કોયડાનો પણ એમણે વિચાર કર્યો હતો. ગઈ કાલના મારા ભાષણના ઘણાખરા મુદ્દાઓ એમને ગમ્યા હતા. પણ ભૂદાનયજ્ઞ વિષે એમની નીતિ એમની પાર્ટી જેવી જ: ‘ તમે કરી જુઓ, સફળતા મળે એમ લાગતું નથી, છતાં ભલે કરી જોતા, એવી હતી. અમારી વાતચીતમાં મતભેદો આવે ત્યાં બીજા માર્કસવાદીઓની પેઠે એ ચર્ચા કે છીછાંલેડીમાં ઊતરી નહોતા પડતા.

હું પણ ઇરાદાપૂર્વક બહુ મતભેદના વિષયો ઉપાડતો નહતો. સાધનશુદ્ધિ, વિદેશનીતિ, વિકેન્દ્રીકરણ વગેરે ચર્ચાસ્પદ મુદ્દાઓ અંગે ઉલ્લેખ આવીને પછી એની ઉપર ચર્ચા થતી અટકી ગઈ. અને એ જ બરાબર હતું. તર્કમાં હૃદયપરિવર્તન, વિકેન્દ્રિત સમાજરચના વગેરે અંગે કંઈક સિદ્ધ કરી દેવું, એટલું જ પૂરતું નથી. જેમને આ સિદ્ધાન્તોમાં શ્રદ્ધા છે, તેમણે એને જીવનમાં ઉતારીને સમાજમાં અમલી બનાવી બતાવવાનાં છે. *The proof of the pudding is in the eating.* આંબો તો કેરીથી ઓળખાય.

લોક સમજીને જમીન આપે એમ એ માનવા તૈયાર નહોતા. જેમણે આપી છે, એમણે કંઇક રાજદ્વારી હેતુથી જ આપી હશે એમ તેઓ કહેતા હતા.

રસ્તે એક ગામ આવ્યું. શ્રી. શુક્લે એમના એક કોંગ્રેસી મિત્રને ઊંઘમાંથી ઉઠાડીને મારી ઓળખાણ કરાવી. એમની સાથે પણ ભૂમિદાનની વાતો નીકળી. થોડી વારે એમણે કહ્યું: 'નવી વસાહતે બહુ ઓછી જમીન આપી.' મેં કહ્યું: 'તમે કેટલી આપશો?' 'શુક્લજી કહે એટલી.' શુક્લજી કહે: 'મને એમાં શ્રદ્ધા નથી, હું શું કામ કંઈ બોલું?'

મેં એમને પૂછયું: 'તમારી પાસે કેટલી જમીન છે?'

'૨૩ એકર.'

'તમારા ઘરમાં માણસ કેટલાં?'

'૭ જણ.'

'આઠમો હિસ્સો આપો તો ચાલે.'

'જાઓ ૪ એકર ૨૨ ગૂંઠાનો એક ટુકડો છે એ આપું છું.' શુક્લજી સાંભળીને થોડીવાર તો ચકિત થયા, પણ પછી

એમણે એનું કારણ શોધ્યું: 'એ તો રામજીભાઈ ભોળા માણસ છે, એટલે એ આપે. બીજા આપે તો કંઈક ઇરાદાપૂર્વક જ આપે.'

## [૧૦] માયાનાં પોટલાં

કાલે અહીં અવિધામાં રાતે સભામાં શાળાનાં ૧૧ બાળકો અને થોડા શિક્ષકો શિવાય કોઈ નહોતું આવ્યું.
૧૮-૧-૫૩ એમને મેં ભૂદાન અંગે માત્ર એક વાર્તા કહી હતી.
સવારે કેટલેક ઘેર મળવા નીકળ્યા. અમારા યજમાને પહેલાં જ પ્રસ્તાવના કરી દીધી હતી કે અહીં જમીન ખૂબ ટૂંકી છે. અને દાનનો તો સંભવ છે જ નહિ. ગામના એક ઠીક ઠીક પ્રતિષ્ઠિત અને પૈસાપાત્ર સજ્જનને ત્યાં ગયા. વાતો ખૂબ ટૂંકાં વાક્યોમાં થઈ.

'હેતુ ?'

'ભૂમિદાનયજ્ઞ'

'અહીં અસંભવ. જમીન ટૂંકી છે.'

'ઓછી જમીનવાળાંઓ પણ આપે છે'

જવાબમાં અવિશ્વાસસૂચક: 'એ આપે.'

'વાત પૂરી થઈ. જાણે હાજર જ ન હોઉં એમ પેલા ભાઈએ અમારા યજમાન સાથે વાતો કર્યા કરી. પછી અચાનક કહે: 'આ સરકારે બધે અનીતિ કરાવી મૂકી. લોકો ચોરીઓ કરવા લાગ્યા.'

હું પણ ઇરાદાપૂર્વક બહુ મતભેદના વિષયો ઉપાડતો નહતો. સાધનશુદ્ધિ, વિદેશનીતિ, વિકેન્દ્રીકરણ વગેરે ચર્ચાસ્પદ મુદ્દાઓ અંગે ઉલ્લેખ આવીને પછી એની ઉપર ચર્ચા થતી અટકી ગઈ. અને એ જ બરાબર હતું. તર્કમાં હૃદયપરિવર્તન, વિકેન્દ્રિત સમાજરચના વગેરે અંગે કંઈક સિદ્ધ કરી દેવું, એટલું જ પૂરતું નથી. જેમને આ સિદ્ધાન્તોમાં શ્રદ્ધા છે, તેમણે એને જીવનમાં ઉતારીને સમાજમાં અમલી બનાવી બતાવવાનાં છે. *The proof of the pudding is in the eating.* આંબો તો કેરીથી ઓળખાય.

લોક સમજીને જમીન આપે એમ એ માનવા તૈયાર નહોતા. જેમણે આપી છે, એમણે કંઈક રાજદ્વારી હેતુથી જ આપી હશે એમ તેઓ કહેતા હતા.

રસ્તે એક ગામ આવ્યું. શ્રી. શુક્લે એમના એક કોંગ્રેસી મિત્રને ઊંઘમાંથી ઉઠાડીને મારી ઓળખાણ કરાવી. એમની સાથે પણ ભૂમિદાનની વાતો નીકળી. થોડી વારે એમણે કહ્યું: 'નવી વસાહતે બહુ ઓછી જમીન આપી.' મેં કહ્યું: 'તમે કેટલી આપશો ?' 'શુક્લજી કહે એટલી.' શુક્લજી કહે: 'મને એમાં શ્રદ્ધા નથી, હું શું કામ કંઈ બોલું ?'

મેં એમને પૂછ્યું: 'તમારી પાસે કેટલી જમીન છે ?'

'૨૩ એકર.'

'તમારા ઘરમાં માણસ કેટલાં ?'

'૭ જણ.'

'આઠમો હિસ્સો આપો તો ચાલે.'

'લ્યો ૪ એકર ૨૨ ગૂંઠાનો એક ટુકડો છે એ આપું છું.'

શુક્લજી સાંભળીને થોડીવાર તો ચકિત થયા, પણ પછી

એમણે એનું કારણ શોધ્યું: ' એ તો રામજીભાઈ ભોળા માણસ છે, એટલે એ આપે. બીજા આપે તો કંઇક ઇરાદાપૂર્વક જ આપે. '

## [૧૦] માયાનાં પોટલાં

કાલે અહીં અવિધામાં રાતે સભામાં શાળાનાં ૧૧ બાળકો અને થોડા શિક્ષકો શિવાય કોઈ નહોતું આવ્યું.
૧૮-૧-૫૩ એમને મેં ભૂદાન અંગે માત્ર એક વાર્તા કહી હતી.
સવારે કેટલેક ઘેર મળવા નીકળ્યા. અમારા યજમાને પહેલાં જ પ્રસ્તાવના કરી દીધી હતી કે અહીં જમીન ખૂબ ટૂંકી છે. અને દાનનો તો સંભવ છે જ નહિ. ગામના એક ઠીક ઠીક પ્રતિષ્ઠિત અને પૈસાપાત્ર સજ્જનને ત્યાં ગયા. વાતો ખૂબ ટૂંકાં વાક્યોમાં થઈ.

' હેતુ ? '

' ભૂમિદાનયજ્ઞ '

' અહીં અસંભવ. જમીન ટૂંકી છે. '

' ઓછી જમીનવાળાંઓ પણ આપે છે '

જવાબમાં અવિશ્વાસસૂચક: ' એ આપે. '

' વાત પૂરી થઈ. જાણે હાજર જ ન હોઉં એમ પેલા ભાઈએ અમારા યજમાન સાથે વાતો કર્યા કરી. પછી અચાનક કહે: ' આ સરકારે બધે અનીતિ કરાવી મૂકી. લોકો ચોરીઓ કરવા લાગ્યા. '

હું પણ ઇરાદાપૂર્વક બહુ મતભેદના વિષયો ઉપાડતો નહતો. સાધનશુદ્ધિ, વિદેશનીતિ, વિકેન્દ્રીકરણ વગેરે ચર્ચાસ્પદ મુદ્દાઓ અંગે ઉલ્લેખ આવીને પછી એની ઉપર ચર્ચા થતી અટકી ગઈ. અને એ જ બરાબર હતું. તર્કમાં હૃદયપરિવર્તન, વિકેન્દ્રિત સમાજરચના વગેરે અંગે કંઇક સિદ્ધ કરી દેવું, એટલું જ પૂરતું નથી. જેમને આ સિદ્ધાન્તોમાં શ્રદ્ધા છે, તેમણે એને જીવનમાં ઉતારીને સમાજમાં અમલી બનાવી બતાવવાનાં છે. The proof of the pudding is in the eating. આંબો તો કેરીથી ઓળખાય.

લોક સમજીને જમીન આપે એમ એ માનવા તૈયાર નહોતા. જેમણે આપી છે, એમણે કંઇક રાજદ્વારી હેતુથી જ આપી હશે એમ તેઓ કહેતા હતા.

રસ્તે એક ગામ આવ્યું. શ્રી. શુક્લે એમના એક કોંગ્રેસી મિત્રને ઊંઘમાંથી ઉઠાડીને મારી ઓળખાણ કરાવી. એમની સાથે પણ ભૂમિદાનની વાતો નીકળી. થોડી વારે એમણે કહ્યું: 'નવી વસાહતે બહુ ઓછી જમીન આપી.' મેં કહ્યું: 'તમે કેટલી આપશો?' 'શુક્લજી કહે એટલી.' શુક્લજી કહે: 'મને એમાં શ્રદ્ધા નથી, હું શું કામ કંઈ બોલું?'

મેં એમને પૂછ્યું: 'તમારી પાસે કેટલી જમીન છે?'

'૨૩ એકર.'

'તમારા ઘરમાં માણસ કેટલાં?'

'૭ જણ.'

'આઠમો હિસ્સો આપો તો ચાલે.'

'જાઓ ૪ એકર ૨૨ ગૂંઠાનો એક ટુકડો છે એ આપું છું.'

શુક્લજી સાંભળીને થોડીવાર તો ચકિત થયા, પણ પછી

## [૧૧] 'છેટાં રે'જો મા બાપ !

પ્રિય શ્રી જશભાઈ,*

અમારી યાત્રામાં કેટલાક પ્રસંગો એવા બની જાય છે કે તમારી યાદ આવ્યા વિના રહેતી નથી.

એક જમાનો હતો કે જ્યારે દક્ષિણ હિન્દુસ્તાનમાં આપણે ત્યાંના કરતાં અસ્પૃશ્યતા વધારે હતી. બાપુના ત્રાવણકોરના પ્રવાસ પહેલાંની એ વાત છે. હરિજનોના પડછાયાથી પણ લોકો અભડાતા. એની વાતો સાંભળતો ત્યારે મને એમ થતું કે ગુજરાત તો એના કરતાં ઘણું ચડિયાતું છે; પણ મારે કબૂલ કરવું પડે છે કે એ ભ્રમ હતો. દક્ષિણ હિન્દુસ્તાનમાં તો ત્યાર પછી પરિસ્થિતિમાં સારી પેઠે ફેરફાર થઈ ગયો છે. મદુરા, રામેશ્વરમ્, તાંજોર, શ્રીરંગમના પૂજારીઓ મને કહેતા હતા કે એમને સૌથી વધુ કમાણી હરિજન દર્શનાર્થીઓ પાસેથી જ થાય છે. જીવનની સામાન્ય બાબતોમાં પણ ત્યાં અસ્પૃશ્યતા ઘણી ઘટી ગઈ છે. એમને ત્યાં બ્રાહ્મણેતરનો ઝઘડો જઘન્ય અવસ્થાએ પહોંચ્યો છે, એ સાચું. પણ જ્ઞાતિ પ્રથાનો કિલ્લો ગુજરાતમાં જેટલો રૂઢ છે, એવો ભાગ્યે જ કોઈ બીજા પ્રાન્તમાં હોય. આ કિલ્લો ગુજરાતમાં નવા જોડાયલા પ્રદેશમાં અને રેલગાડીથી દૂર વધારે મજબૂત છે.

નર્મદાનો કાંઠો આખોય રમણીય પ્રદેશ છે. ગુજરાતમાં સૌથી ખૂબસૂરત દસેક સ્થળો પસંદ કરવાનાં હોય તો પાંચેક તો

* ગૂજરાત હરિજન સેવક સંઘના મંત્રી.

મારાથી કહેવાઈ ગયું : લોકો માયાનાં પોટલાં છોડશે નહિ ત્યાં લગી ચોરી રહેશે જ.'

બીજાં કેટલેક ઘેર પણ ડેલીએ હાથ દઈ આવ્યા. શાળામાં બાળકો આગળ આજે લંબાણથી વાતો કરી, એમની મારફત ઘેરઘેર સંદેશો પહોંચશે એવો સંતોષ મેળવ્યો.

જમીને આગલે ગામ જવા ખભે બિસ્તરો બાંધ્યો. એક ગરીબ દેખાતા બ્રાહ્મણ આંગણામાં જ મળ્યા. એમણે કહ્યું: ' બે મિનિટ મારે ત્યાં થઈને ચાલો. '

અમારા યજમાને કહ્યું, ' એ ચા નથી પીતા. '

' ચા નહીં તો જે લેતા હોય તે. '

મેં કહ્યું :

' હું હમણાં જ જમ્યો, બે વાર જમવાની વચ્ચે હું કશું જ લેતો નથી. અમને માફ કરજો, અમારે આગલે ગામ જવાનું મોડું થાય છે.'

' ના, પ્રેમના આગ્રહને તમારાથી ન ટળાય. '

એમની એ વાત સાચી હતી. એમને ત્યાં ગયા. ચહાને બદલે એમણે પેટારામાંથી સાચવીને મૂકેલા દસ્તાવેજમાંથી ૨ એકર જમીનના સર્વે નંબર આપ્યા.

એમનાં એક કુટુંબી બેને પોતાને ત્યાં બોલાવીને ૪ એકર જમીન આપી. અમારા યજમાને પાંચ એકર જમીન આપી.

## [૧૧] 'છેટાં રે'જો મા બાપ !

પ્રિય શ્રી જશભાઈ,*

અમારી યાત્રામાં કેટલાક પ્રસંગો એવા બની જાય છે કે તમારી યાદ આવ્યા વિના રહેતી નથી.

એક જમાનો હતો કે જ્યારે દક્ષિણ હિન્દુસ્તાનમાં આપણે ત્યાંના કરતાં અસ્પૃશ્યતા વધારે હતી બાપુના ત્રાવણકોરના પ્રવાસ પહેલાંની એ વાત છે હરિજનોના પડછાયાથી પણ લોકો અભડાતા. એની વાતો સાંભળતો ત્યારે મને એમ થતું કે ગૂજરાત તો એના કરતાં ઘણું ચઢિયાતું છે. પણ મારે કબૂલ કરવું પડે છે કે એ ભ્રમ હતો દક્ષિણ હિન્દુસ્તાનમાં તો ત્યાર પછી પરિસ્થિતિમાં સારી પેઠે ફેરફાર થઈ ગયો છે. મદુરા, રામેશ્વરમ્, તાંજોર, શ્રીરંગમના પૂજારીઓ મને કહેતા હતા કે એમને સૌથી વધુ કમાણી હરિજન દર્શનાર્થીઓ પાસેથી જ થાય છે. જીવનની સામાન્ય બાબતોમાં પણ ત્યાં અસ્પૃશ્યતા ઘણી ઘટી ગઈ છે. એમને ત્યાં બ્રાહ્મણેતરનો ઝઘડો જઘન્ય અવસ્થાએ પહોંચ્યો છે, એ સાચુ. પણ જ્ઞાતિ પ્રથાનો કિલ્લો ગૂજરાતમાં જેટલો રૂઢ છે, એવો ભાગ્યે જ કોઈ બીજા પ્રાન્તમાં હોય. આ કિલ્લો ગૂજરાતમાં નવા જોડાયલા પ્રદેશમાં અને રેલગાડીથી દૂર વધારે મજબૂત છે.

નર્મદાનો કાંઠો આખોય રમણીય પ્રદેશ છે. ગુજરાતમાં સૌથી ખૂબસૂરત દસેક સ્થળો પસંદ કરવાનાં હોય તો પાંચેક તો

---

*. ગૂજરાત હરિજન સેવક સંઘના મંત્રી.

નર્મદા કાંઠાનાં જ આવે. પણ કુદરતની અનુપમ સૌંદર્યની સોડમાં જ મનુષ્યે ઊભી કરેલી કુત્સિત સામાજિક કુરૂપતા ફૂલી-ફાલી છે, અને તેય ધર્મને નામે. નદીની રમણીયતા જોઈને જ આપણા પૂર્વજોએ ત્યાં ધાર્મિક તીર્થક્ષેત્રો ઊભાં કર્યાં હશે.

અને એ ધર્મમાંથી તાજગી નીકળી ગઈ હશે તેમ તેમ આ આભડછેટનો સડો વધતો ગયો હશે.

નર્મદા કાંઠાનાં ગામોમાં અમને ઘણીવાર પાણી પીવા ન-હોતું મળતું. અક્ષરશઃ 'પાનીમેં મીન પિયાસી' જેવી અમારી સ્થિતિ થતી. નર્મદા પેલે કાંઠે એટલે દૂર વહેતી હોય કે રેતીમાં એટલું ચાલીને જઈને પાણી પીવાનું મન નહોતું થતું. 'ગાંધી-વાળા' જોઈને ઉજળિયાતોને અમને પાણી પાતાં સંકોચ થાય. અને 'બામણ–વાણિયાને આપણાથી પાણી શે અપાય ?' એમ વિચારીને હરિજનો તો એમ જ કહી દેતા કે 'અમારે ત્યાં પાણી નથી.' આમ અસ્પૃશ્યતા ઉભયપક્ષે સ્વાભાવિક થઈ પડી છે.

અમારી સભાઓમાં બેસતી વખતે ઘણીવાર જુદા બેસ-વાનો રિવાજ તૂટે છે. ફોફળિયા ગામમાં સભા ચોરામાં ભરાઈ હતી. કેટલાક ભૂમિહીન જણાતા લોકો બારીમાંથી ડોકિયાં કરતા હતા. મેં અંદર આવવા કહ્યું. પણ કોઈ આવ્યું નહિ. હું એમના હાથ પકડીને અંદર લાવવા ગયો ત્યારે ખબર પડી કે એ લોકો હરિજન હતા, અને અંદર જતાં બીતા હતા. મેં કહ્યું 'અંદર આવો, તમને કોઈ મારશે નહિ.' પણ એ લોકો અંદર આવવાની હિંમત ન કરી શક્યા. આ વાતચીત ચાલતી હતી તે દરમ્યાન ગામના પ્રતિષ્ઠિત લોકોએ સભામાંથી ઊઠવા માંડયુ હતું. આખું દૃશ્ય ખૂબ દુઃખદ હતું. ઓરડામાંથી અભડાવવાની બીકે નીકળેલા લોકો ગામના મંદિરમાં જઈને મહાદેવજીની

આરતી ઉતારવા લાગ્યા. મને ઘડીભર તો થઈ ગયું કે મારા ભાષણમાં આ ધર્મ, આ મંદિર, અને રૂઢિ ઉપર સખત ચાબખો મારું. પણ આ ઘટનાથી શરમાયેલા બીજા લોકોએ મંદિરના આંગણામાં જ સભા ભરી અને એમાં બંને વર્ગો બેઠાં. પેલા આરતી ઉતારનારાઓ પણ બેઠા.

હું કડવો ઘૂંટડો પી ગયો. મારા ભાષણમાં દુઃખ હતું. પણ ચાબખા નહોતા. મેં વિનોબાના શબ્દો ફરી ઉચ્ચાર્યા: 'દિલના ટુકડા જોડવા સારુ ભૂમિના ટુકડા આપો.'

રસ્તો બતાવનાર વરતણિયા સાથે વાતચીત કરવાથી ઘણીવાર કેટલીક બાબતો પર નવો પ્રકાશ પડે છે. આભડછેટ જો ઉજળિયાત અને હરિજનો વચ્ચે હોત, તો તો તે કદાચ પળવાર કંઈક સહ્ય બની હોત. પણ જ્યારે એ હરિજનોમાં અંદરોઅંદર જોવામાં આવે છે ત્યારે તો છેક જ અસહ્ય બને છે. સીમળી ગામેથી અમે નીકળ્યા ત્યારે અમારી સાથે રસ્તો બતાવવા આવનાર ભંગી હતો. બે જણને ગામ સાફ કરવાના મહિને છ રૂપિયા મળે છે. કામમાં પોલીસ પટેલની વેઠ વધારાની. ગામમાં ઢેઢનાં ઘર વધારે છે. એક સાર્વજનિક કૂવો છે. પણ ત્યાંથી ઢેઢ જ પાણી ભરે છે. એ કૂવેથી ભંગીઓને પાણી લેવા દેતા નથી. એટલે પાણીની ભારે હાડમારી વેઠે છે. કોઈ કોઈ પાટીદાર પોતાની વાડીને કૂવેથી ખૂબ કાકલૂદી કરે તો પાણી લેવા દે, પણ એના બદલામાં કોસ આગળ બળદ ફેરવવાની જગા ઉપર પાણી છંટાવી લે છે. વરતણિયા તરીકે જમીન મળી છે. પણ એ જમીન દેવા પેટે પાટીદારના હાથમાં ગઈ છે. ઢેઢ લોકોની ખેતી કરે છે, પણ તે ચોથે ભાગે. ચોથે ભાગે એટલે કે ખેતી પર મહેનત કરે છે તેને ઉત્પન્નનો ચોથો ભાગ મળે છે. અલબત્ત એમાં હળ, બળદ, બી, ખાતર વગેરે જમીન-માલિકનાં હોય છે. કેટલાંય ગામોમાં મજૂરોની

જમીન તો ગામલોકો પાસે પહોંચી ગયેલી હોય છે. ઘણી જગાએ ભુદાનની વિરૂદ્ધ દલીલ એ થાય છે કે 'પચાસતાની જમીન જો ઢેઢ પાસે ન રહી તો આ શી રીતે રહેશે ?'

આમ હરિજન-સેવાનું કામ વિશાળ પાયા પર કરવાનું આપણી આગળ બાકી પડયું છે. આ કામ બે રીતે થતું આવ્યું છે. એક રાહતનો રસ્તો અને બીજો ક્રાન્તિનો. રાહતનું કામ ગૂમડું થાય તો ઉપરથી પટ્ટી મારીને એને બેસાડી દેવા જેવું છે. ક્રાન્તિનું કામ રક્તશુદ્ધિ કરી ગૂમડાં જ ન થવા દેવાનું છે.

આપણું કામ મોટે ભાગે રાહતની દૃષ્ટિએ થયું છે, એમ તમને નથી લાગતું ? થોડાકને શિષ્યવૃત્તિ અપાવી, એ જ જૂના પ્રત્યાઘાતી શિક્ષણના યંત્રમાં સપડાવાની સગવડ ઊભી કરાવી આપી. થોડાકને નોકરીએ લગાડયા. ક્યાંક છાપરાં બળી ગયાં તો એના પૈસા ઉઘરાવી આપ્યા, પણ એમાં સમાજનાં મૂલ્યોમાં ફેરફાર શો થયો. ?

તમે કોઈવાર ભૂમિવિતરણની સભા જોઈ છે ? હરિજન-પરિજન ભેદ ભુલાવવા સારુ જ ઊભો કરેલો એ પ્રસંગ નથી હોતો. પણ સ્વાભાવિક રીતે ત્યાં એ ભેદ ભુલાય છે. કેટલાંય ગામોમાં જ્યારે વૃદ્ધ ખેડૂતો ભૂમિહીન હરિજનોને જમીન આપી ચાંલ્લા કરે છે, અથવા તો એમને ભેટે છે, ત્યારે એવા પ્રસંગ વારંવાર જોયા છે તે છતાં, મારી આંખો છલકાઈ ઊઠે છે.

પૂ. મહારાજ આગળ પોતાની જમીન હરિજનોને આપી એમને ઉત્તમ ખેતી કરતાં આવડે એટલા સારુ ઘરનો ભાર છોકરાઓને સોંપી, પોતે વાનપ્રસ્થ લઈ બાકી જીવન હરિજનો સાથે એમની સેવા અર્થે વિતાવવાનો સંકલ્પ કરનારા પેલા રાજપૂત ભાઈનો પ્રસંગ તમે વાંચ્યો હશે. જમીન આપવામાં રાહતનું

કામ તો થાય જ છે. પણ અપાય છે જમીન, રોટલા નહીં. તેથી એમને માનભેર જીવવાનું સાધન જ આપણે આપીએ છીએ. સદા માગવાની ઇચ્છાવાળા દીનવૃત્તિના ભિખારી નથી બનાવતા.

આત્મદાનની કલ્પનામાં તો ક્રાન્તિની ભાવના સ્પષ્ટપણે રહેલી જ છે. એમાં માલિકી જ ખતમ થાય છે. અને જ્યાં માલિકી ખતમ થાય, ત્યાં ઊંચનીચ ભેદભાવ આપોઆપ ઓછા થવાના.

અને એ હરિજનો પોતે ક્યાં દાન નથી આપતા ? એમની પાસે હોય છે ઓછું, પણ ભૂખનીયે વહેંચણી સારી. જ્યારે કોઈ હરિજન જમીન પરનો પોતાનો હક્ક કોઈ ઠાકરડા કે બીજા કોઈ ઉજળિયાત માટે જતો કરે છે, ત્યારે એમાં મને બદલાયલા માનવનાં દર્શન થાય છે. અને સમાજની સાથે જ્યારે માનવ બદલાય છે, ત્યારે જ ક્રાન્તિ થાય છે.

હરિજન સેવક સંઘના તમામ સેવકોને ભૂમિદાનનું કામ પોતાનું ગણી એમાં શક્ય તેટલી મદદ કરવાના તમારા પરિપત્રે અમને ખૂબ મદદ કરી છે. વહેંચણીના કાર્યક્રમોમાં એ સેવકોની ખૂબ જ જરૂર પડવાની છે. તમારા એ પરિપત્ર બદલ આભાર માનવા જેટલો ઔપચારિક નહીં થાઉં. માત્ર મારો ઉમંગ આ પત્ર દ્વારા પ્રગટ કરું છું.

સ્નેહાધીન,
નારાયણ.

# [ ૧૨ ] કેટલાંક પાત્રો

—ગામમાં એક અવનવી વ્યક્તિનો પરિચય થયો. મારું સ્વાગત એમને ઘેરે એક કાવ્ય વાંચીને કર્યું. લાંબુલચક કાવ્ય એમાં મારા પિતાશ્રીનાં અને મારાં પણ વખાણ કર્યાં હતાં. મને પહેલી જ વાર જોયો હતો છતાં. એ જ કાવ્યમાં ભૂદાન અંગે શંકા અને મને એ કામ મૂકી દેવાની સલાહ આપી હતી. આખો દિવસ બીજા કોઈને એમણે વાત કરવા ન દીધી. ગોવર્ધનરામ, મુન્શી, રમણલાલ વગેરેનાં સાહિત્યની ચર્ચા કરી. પણ એમની વાત કરતાં વચ્ચે વચ્ચે પોતાની ગૌરવ-ગાથા પણ આવે. એમની વાત સાંભળનાર જો જરા પણ આમ તેમ જુએ તો તરત જ બૂમ પાડી ઊઠે: ' ત્યાં શું જુઓ છો ? આમ જુઓ. ' આપણાથી બે ફૂટ દૂર બેઠેલો એક માણસ આખા દિવસ સુધી આપણને એક અક્ષર પણ બોલવા દીધા વિના અને આમ તેમ નજર પણ કરવા દીધા વિના અવિરત બોલ્યા જ કરે, એને સાંભળ્યા કરવો એ પણ ધીરજની એક કસોટી હોય છે. આખો પ્રયત્ન અમારું ધ્યાન જમીનના પ્રશ્ન પરથી દૂર રાખવાનો હતો. ત્યાંથી ખસતી વખતે અમે એટલું સમજી શક્યા કે એમની હજારેક વીઘાં જમીનમાંથી ૯૫ ટકા જેટલી જમીન પર ઋણરાહત, ગણોત-ધારા વગેરેના દાવાઓ ચાલે છે. બાકીની ૫ ટકા હલકી પ્રતની જમીન છે. સિત્તેરેક વરસની ઉમ્મરે પણ એમના અક્ષર મોતીના દાણા જેવા હતા.

× × ×

કુમકોતરના રાનીપરજ દેલાભાઈની ખ્યાતિ હાડકાં બેસાડનાર

તરીકે આસપાસના પ્રદેશમાં જાણીતી છે. મોટા મોટા અટપટા હાડકાં ભાંગવાનાં દરદીઓને એમણે સાજા કર્યાં છે, એમ લોકોએ કહ્યું. મેં એમને પૂછ્યું કે તમે આ વિદ્યા ક્યાંથી શીખ્યા ? એમની પાસેથી જાણવા મળ્યું કે જુવાનીમાં એક જણનું હાડકું ભાંગ્યું હતું. એક હાડકું બેસાડનાર પાસે એને લઈ ગયા. પેલાએ દલુ પટેલને દરદીનો પગ પકડી રાખવાનું કહ્યું. એણે પગ પકડી રાખ્યો અને હાડકું કેમ ઠીક કરે છે એ કાળજીપૂર્વક જોઈ લીધું. પછી એક–બે દરદી ઉપર હાથ અજમાવી જોયો. અને પછી તો પોતાના જ અનુભવથી વધુ ને વધુ શીખી લીધું

× × ×

બારડોલીની કાર્યકર–સભામાં એક છોકરો મિલનાં કપડાં પહેરીને આવ્યો હતો. બધા ખાદીવાળાઓ વચ્ચે એની તરફ ખાસ ધ્યાન ખેંચાતું હતું. સભામાં એ કશું બોલ્યો નહિ. માત્ર જ્યારે ' વ્યારા તાલુકાને સોંપવામાં આવેલી જવાબદારી હું ઉપાડી લઉં છું ' એમ એણે કહ્યું, ત્યારે જરા નવાઈ લાગી. વ્યારાથી એ ચાલતો આવ્યો હતો અને પાછો ચાલતો જ જવાનો હતો. કુલ ૪૦ માઈલ. વ્યારાના જમીન–માલિકોને એક પછી એક જઈને મળવા લાગ્યો. લોકોએ એની 'વિનોબા' નામ પાડીને હાંસી કરવા માંડી. એ કહે ' વિનોબાની શું કરવા મશ્કરી કરો છો ? ' જેને ત્યાં કોઈ જવા તૈયાર ન થતું ત્યાં એ પહોંચી જતો. દલીલો સાંભળતો, ગાળો સાંભળતો અને કોઈકવાર ધક્કામુક્કી પણ ખાતો. મુખ્યત્વે એના વિચાર-પ્રચારને લીધે ત્યાંથી સેંકડો એકર જમીન મળી. પણ એના દિલનો પ્રશ્ન એક જ હતો: ' મારી પોતાની સાધના પૂરી ન થઈ હોય ત્યાં સુધી મારાથી આવા ઉત્તમ કાર્યને જીવનકાર્ય

તરીકે શી રીતે લેવાય ? ' એને સમજાવવાનો પ્રયત્ન કરી જોયો કે આ કામ જ તારી સાધનાની સીડી થઈ છે. પણ એ ઘરબાર છોડી નર્મદા કિનારે જંગલોમાં ચાલ્યો ગયો. નર્મદાની પરિક્રમામાં એકવાર એને લૂંટવામાં આવ્યો. લંગોટીભેર એ મહિનાઓ સુધી ફર્યો. પછી કોઈકે કપડાં આપ્યાં. પરિક્રમા દરમ્યાન પ્રચાર કરવા સારુ એણે 'ગીતાપ્રવચનો' મંગાવેલાં. સાંભળ્યું છે કે હમણાં તે ચિત્રકૂટની આસપાસ ક્યાંક છે.

× × ×

ચોધરી કોમના દેસાઈ પટેલ, માંડવી તાલુકાના પ્રવાસમાં ઘણાખરા દિવસ અમારી સાથે રહ્યા. પહેલે દિવસે જ અમારી સાથે શરત કરી દીધી હતીઃ ' જમીન બમીન મારી પાંહે માંગતા નૈંએ, નીતો પાછો નાહી જવા જો ! ' રસ્તે ચાલતાં વાતચીતમાં બહુ ભળતા પણ એમના ઘોઘરા અવાજને લીધે, તથા ઘણી વાતો અધ્યાહાર રાખીને બોલતા હતા તેથી, સામાન્ય રીતે એક વાત બે ત્રણ વાર કહે નહીં ત્યાં સુધી સમજાય નહીં. મારાં ભાષણો દરમ્યાન એ અચૂક ઝોકું ખાઈ લેતા. ભાષણોમાં 'બગડતા' સમય શિવાય બાકી એ હંમેશાં જાગતા રહેતા. અમારો એક સાથી એમની ઠેકડી ઉડાડતો. તેનો દેસાઈ પટેલ અણધારેલી પળે એવો જવાબ વાળતા કે અમે મોંમાં આંગળાં ઘાલી જતા.

છેલ્લે દિવસે એમણે કહ્યું ' હવે તું બહુ માગ માગ કચરા કરતો છે, તો મારી હઉ ચાપુચપટી નોંધી લે. '

એ કહેવાની જરૂર નથી કે મેં એમની પાસે ફરીથી જમીન માગી જ નહોતી. એમણે ક્યારીની ઉત્તમ જમીન આપી.

## [૧૩] અવળવાણી

બે જુદા જુદા પ્રકારના માણસો પાસે લગભગ એક સરખી શૈલીની વાત સાંભળી, પંચમહાલ જિલ્લાના એક ગામડામાં. અમે જે ગામમાં હતા એ જ ગામમાં કલેક્ટરનો મુકામ હતો. કલેક્ટર આવ્યા છે એટલે આપણી સભામાં કોઈ નહીં આવે એમ કહી સભા ટાળવાનો પ્રયત્ન થયો. પણ એની મને નવાઈ નહોતી. એનો કોઈ ઉકેલ શોધું એ પહેલાં જ કલેક્ટરનું કહેણ આવ્યું કે એમની સભામાં મળવા બોલાવે છે. એટલે મારો પ્રશ્ન ઉકલી ગયો. એમની સાથેની વાતચીત ભાગ્યે જ બે મિનિટ થઈ હશે.

'કેમ કેવી સફળતા મળી છે?'

'ઠીક કહેવાય.'

'અહીં તો મોટા માલિકો નથી.'

'નાના પાસે પણ ભૂમિ તો લેવાય.'

'એ તો ખોટું કહેવાય.'

નાના જમીન-માલિકો પાસે જમીન કઈ દૃષ્ટિએ માગવામાં આવે છે એ સમજાવવાની હજુ હું શરૂઆત કરતો હતો, ત્યાં તો 'That's your lookout (એ તમે જાણો)' કહીને કલેક્ટર સભામાંથી ઊઠીને જીપમાં બેસીને રવાના થયા. મારું અધૂરું વાક્ય હોઠમાં જ રહી ગયું.

કલેક્ટર માટે એકઠી થયેલી સભા ભૂદાન સભામાં ફેરવાઈ ગઈ, પણ ઓળખાણ સરકારી ઢબે જ આપવામાં આવી

'ફલાણા રાજ્યના વડા પ્રધાનના જમાઈ છે' વગેરે. હું સંસ્કૃતનો પેલો શ્લોક યાદ કરતો હતો. જે પોતાની ઓળખાણે ઓળખાય તે ઉત્તમ, જે પિતાની ઓળખાણે ઓળખાય તે મધ્યમ, જે મામાની ઓળખાણે ઓળખાય તે કનિષ્ટ, જે સસરાની ઓળખાણે ઓળખાય તે **અધમાધમ**. બોલવામાં દિલ બહુ ચોંટતું નહોતું. વિષયને બને એટલો સરળ કરવાનો પ્રયત્ન કરતો હતો, પણ નાની સરખી ઓસરીમાં મળેલી સભામાંથી વચ્ચે વચ્ચે થતી અવરજવરને લીધે ધ્યાનમાં વિક્ષેપ થતો હતો. ભાષણમાં રસ સહેજ જામવા લાગ્યો એટલામાં વચ્ચે એક બારૈયો બોલી ઊઠયો: 'હવે બંધ કરોને, તમારે જે કહેવાનું છે તે હમજી ગયા. નક્કામું માથું શું કામ દુખાવો છો?' મારું અધૂરું વાક્ય ફરી પાછું હોઠમાં જ રહી ગયું. મેં ઝટપટ ભાષણ આટોપી લીધું સભામાંથી મને આમ બેસાડી દેવાનો મારે માટે આ પહેલો પ્રસંગ હતો.

પાછળથી પૂછપરછ કરતાં ખબર પડી કે પેલા બારૈયાનો ઉકળાટ મારી વિરુદ્ધ નહીં, પણ ગામના કેટલાક ધનાઢ્યોની સામેનો હતો. એ લોકો મારા ભાષણ દરમ્યાન ઊઠી ઊઠીને ચાલ્યા ગયા હતા. સભામાં જ્યારે માત્ર ગરીબોને બેઠેલા જોયા ત્યારે આ બારૈયો બોલી ઊઠયો હતો. એના કહેવાની મતલબ એ હતી કે ગામમાં તમારી વાતો જેને સંભળાવવી જોઈએ એ તો ઊઠી ગયા છે, હવે નાહકનું તમારું માથું શું કામ દુખાવો છો?

અર્ધા કલાકમાં બે વાર લગભગ સરખી તોછડાઈથી મને બોલતો બંધ કરવામાં આવ્યો હતો, બે જુદા જુદા પ્રકારની વ્યક્તિઓ દ્વારા. એક વિદ્વાન અધિકારીનો ઉદ્દેશ પોતે ઝટ પરવારવાનો હતો કે માત્ર તિરસ્કાર વ્યક્ત કરવાનો હતો

એ કહી શકતો નથી. બીજા અભણ બારૈયાનો ઉદ્દેશ મને યાકતો બચાવવાનો હતો.

## [ ૧૪ ] ગરવી ગૂજરાતણ

પ્રિય બેન,

બિહારમાં વિનોબા બેનોને પડદો કાઢવાની વાત કહેતા હતા ત્યારે લોકોને આપણે ગૂજરાત અને મહારાષ્ટ્રની બેનોની સ્વતંત્રતાની વાત ગર્વપૂર્વક કહેતાં હતાં. મહારાષ્ટ્રની વાત તો મોટે ભાગે સાચી હશે, પણ ગૂજરાત વિષે હું જાણું છું કે, વાત સાવ સાચી નથી.

સૂરત જિલ્લાથી જેમ જેમ ઉત્તરમાં વધું છું, તેમ તેમ બેનોના માથા પરનો ઘૂમટો નીચો ને નીચો જતો જોઉં છું. ઉત્તર ગૂજરાત અને સૌરાષ્ટ્રમાં તો આખું મોઢું ઢાંકવાનો રિવાજ છે. મહેસાણા તરફ વળી આખું મોં ઢાંકીને એક આંખ આગળ જરા કાણું કરીને જોવાનો કઢંગો રિવાજ છે.

મારા પ્રવાસ દરમ્યાન ભાગ્યે જ એવું એકે ઘર મળ્યું છે કે જ્યાં બેનોએ પીરસ્યું હોય. ભાઈઓના પીરસવાથી બેનોને થોડી રાહત રહેતી હશે એ સાચું, પણ પારકા પુરુષની લાજ કાઢવાને લીધે આ પ્રથા શરૂ થઈ છે, એ ભુલાવું ન જોઈએ.

રાજપૂત કુટુંબોમાં તો બેનોની સાવ દુર્દશા હોય છે. દિવસે એ ઘરની બહાર ભાગ્યે જ નીકળી શકે છે. ગૂજરાતના જે ભાગો દેશી રજવાડાઓને તાબે હતા તે તો બીજી અનેક બાબતોની પેઠે આ બાબતમાં ખૂબ જ પછાત આજે પણ છે. અને ગૂજરાતમાં એવો, હવે આથમેલાં જૂનાં દેશી રજવાડાઓનો પ્રદેશ, અર્ધા કરતાં વધારે ભાગનો છે.

બે–ત્રણ દિવસ પહેલાં એક રાજપૂતભાઈને ત્યાં ઉતારો હતો. વાતવાતમાં એમની વાણી ગાળો વડે અલંકૃત થતી હતી. એક ભાઈ સાથે થયેલી વાતનો ચિતાર આપતા હતા: 'મેં એને કહ્યું: તું તારી બૈરીનું માને છે? હું તો બે લાફા ચોડી દઉં ને સીધી કરી નાખું જો મારી વાતમાં વચ્ચે પડે તો.'

એક ગુલામ મજૂર છે, બીજી ગુલામ સ્ત્રી છે, જેની પર ગૂજરાતનો મધ્યમ વર્ગ ઊભો છે.

બે ત્રણ વર્ષ પહેલાં એક વિદ્યાર્થી–આશ્રમની ઓસરીમાં જમતાં જમતાં જોયેલું દ્રશ્ય: એક પુરુષે એની સ્ત્રીને મારી મારીને નીચે પાડી એની ઉપર પાછી બે ચાર લાત લગાવેલી. તે પ્રસંગ આજે પણ યાદ કરું છું તો છાતીમાં અરેરાટી આવી જાય છે. તે વખતે હું તો જમી નહોતો શક્યો. ઊઠી ગયો હતો. પણ આશ્રમવાસીઓને એ દ્રશ્ય બહુ નવાઈભરેલું નહોતું લાગ્યું.

આ હાલતમાં હું શી રીતે કહું કે ગૂજરાતની સ્ત્રી મુક્ત છે? એને મુક્ત કરવા તો અનેક બહેનોની તપશ્ચર્યા જોઈ શે.

તપશ્ચર્યાની વાત નીકળી છે તો મારી એક 'તપશ્ચર્યા'ની વાત કહી દઉં! જોડામાં કાંકરી ભરાવાને લીધે પગને એક ફોલ્લો

થયો હતો. એ ફોલ્લો ધીરે ધીરે મોટો થયો અને પગના આખા પંજામાં ફેલાઈ ગયો. એક પગલું ભરવું મુશ્કેલ હતું. ફોડી નાખવાનું બહુ મન થતું હતું, પણ મારા એક બુઝુર્ગ સાથીએ ફોડવા ન દીધો. એમનું કહેવું હતું કે ફોડશો તો વધારે હેરાન થશો. એ ફોલ્લા સાથે હું આશરે સોએક માઈલ ચાલ્યો હોઈશ, તેમાં છેલ્લા બે દિવસમાં બેંતાલીસ માઈલ લંગડાતાં ચાલવાને લીધે બીજે પગે વા આવી ગયેલો—એટલે ચાલતી વખતે રૂપાળો દેખાતો હોઈશ!

બરાબર એ જ વખતે ત્રણ પત્રો મળ્યા. પહેલો પત્ર ભાઈ સૂર્યકાંત પર હતો. એ ભરૂચ જિલ્લાનો મારો એક માત્ર સાથી હતો. અમે એક બીજાની હૂંફે રસ્તો કાપતા. એની પર પત્ર એવો હતો કે એને બીજે દિવસે જવું પડે એમ હતું, એટલે હું સાવ એકલો પડતો હતો.

બીજો પત્ર વડોદરાના કાર્યકર્તાઓનો હતો. 'મહેરબાની કરીને હમણાં અમારા જિલ્લાનો પ્રવાસ સ્થગિત રાખો, હમણાં અનુકૂળ સમય નથી. અમે કોઈ સાથે ફરી શકીશું નહિ. પંદર દિવસ પછી આવશો તો બધી વ્યવસ્થા કરી શકાશે.'

ત્રીજો પત્ર ઘેરથી હતો. બા, બાળકો અને એમની મા બધાં માંદાં હતાં. બા બીમારીમાં વારંવાર મને યાદ કરતી હતી. શું હું પંદર દિવસ માટે ઘેર ન આવી શકું? ફરી પાછી યાત્રા એ જ સ્થળથી ચાલુ કરું તો?

ઠીક મંથન અનુભવ્યું. પગ પણ એક ડગલું આગળ ભરવાની ના પાડતો હતો, સાથી જતો હતો, નવા સાથી મળવાના નહોતા અને ઘરનો પ્રેમ કંઈ ઓછો ખેંચે એવો નહોતો. પણ એક સંકલ્પ હતો—ગમે તે થાય તોપણ ઉત્તર ગૂજરાત સુધી યાત્રા ચાલુ રાખવાનો.

મને મારાં મા–બાપના જેલના દિવસો યાદ આવ્યા. પેરોલ પર છૂટી આવવાનું મન થાય એવા સંજોગો ત્યારે નહોતા થતા? જવાહરલાલજીની આત્મકથાનાં કેટલાંક મંથનો યાદ આવ્યાં અને મેં ચાલવાનું નક્કી રાખ્યું. વડોદરાવાળા મિત્રોને મારા નિયમ પ્રમાણે લખી દીધું કે હું તો આવું છું. સૂર્ય-કાન્ત ગયો. પણ તે જાય તે પહેલાં જ વડોદરાના બે સાથીઓ મળી ગયા હતા. એમાંના એકે પહેલે જ દિવસે વરસોની જૂની બીડીની ટેવ છોડી. બીજા એક ભાઈએ જૂનાપુરાણા એક ઘરમાંથી જૂના વાંસની એક ખપાટ કાઢી, એને ઘસી ચંદન જેવો લેપ કરી મારે પગે લગાડયો. ચાર કલાકમાં ફોલ્લો ઢીલો પડી ગયો, અને બીજે દિવસે સવારે તો હું પાછો ઘોડા જેવો થઈ ગયો! ઘર અંગે ચિંતા હતી પણ આજે પત્ર આવ્યો છે કે ચિંતા કરવા જેવું કાંઈ નથી.

આજે અમે જે ગામમાં છીએ એ ગામમાં મારા પિતાશ્રીનું નામ ઘણું જાણીતું છે. કેટલીક જગ્યાએ એમનું નામ નથી જાણતા હોતા. એમના નામને લીધે એક–બે ડોશીઓ તો ખાસ મને જોવા આવી ગઈ. એક યુવતી વાંકી વળીને પગે લાગી ત્યારે સંકોચથી હું તો ભોંયમાં જ દટાઈ ગયો. એ બેન જેલમાં જઈ આવેલાં છે. એમણે બે એકર જમીન આપી. એમનાં સાસુ કાંઈક અસ્થિર મગજનાં હતાં. તેમનો કંઈક બબડાટ ચાલુ હતો. પેલાં બેન એમને કહેતાં હતાં, 'બા, તમે કાંઈ બોલશો નહિ, હું વિનંતી કરું છું, તમે બોલશો નહિ.' મને કહે: 'મારાં બા કાંઈ બોલ્યાં હોય તો માફ કરશો!'

બાપુના સત્યાગ્રહ આંદોલને ગૂજરાતની કેટલીક બેનોને જાગતી કરી છે, હવે બાકીનીને જગાડવાનું કામ એમણે કરવાનું છે.

સ્નેહાધીન,
નારાયણ.

# [ ૧૫ ] તબીબ કે દરદી ?

છેલ્લા અઠવાડિયામાં મને ત્રણ–ચાર ગામના ડૉક્ટર મળ્યા. ક....ના ડૉક્ટર કંપાઉંડરનું કામ કરતાં કરતાં ડૉક્ટર થઈ ગયેલા. અખંડ ધ્રૂમ્રપાન કરતા હતા. ગામમાં અમને ધક્કા ખવડાવવામાં એમનો ફાળો ખરો.

મ....ના ડૉક્ટરની તુમાખીભરેલી આંખો, ફૂલેલાં નસ્કોરાં અને હંમેશાં ઊંચી રહેલી ગરદન એમની ગુરુતાગ્રંથિની ચાડી ખાતાં હતાં. ભાષા તો કંઈ શુદ્ધ નહોતી, પણ વાત વાતમાં અંગ્રેજીનો ઉપયોગ કરતા હતા. મારી સાથે પ્રશ્નોત્તરી કરી તેમાં પણ હું કેવા સરસ પ્રશ્ન પૂછી શકું છું, એ જ ચારે તરફ નજર કરી પૂછતા હોય એમ લાગ્યું. આખા ગામ વિષે સમતોલ દાંડીએ તિરસ્કાર દર્શાવતા હતા. ખૂબી એ હતી કે ડૉક્ટર વિચારે સામ્યવાદી હતા. પણ એમની ગરીબી પ્રત્યેની સહાનુભૂતિ એમને ગરીબો પાસેથી કસીને ફી લેતાં અટકાવતી નહોતી. તેમ જ પોતાનું જીવન સાદું કરવાની તો એમને જરૂર જ નહોતી લાગતી, એવું જણાયું.

આવી વિષમતા હોવા છતાં, દેશમાં સામ્યવાદ કેમ નથી આવતો એ પ્રશ્નનો જવાબ મને ફરીવાર આ ડૉક્ટરના જીવનમાંથી જડ્યો.

ચ....ના ડૉક્ટર આગલા બે ડૉક્ટરો કરતાં સૌમ્ય હતા. સારી કંપની મેળવવાની આશાએ જ મારી પાસે આવીને બેઠેલા. ઘણી મિઠાશથી વાતો થઈ. મેં અહીંની પ્રજા અંગે એમ...

અભિપ્રાય પૂછ્યો. એમણે કહ્યું : 'અહીંના લોકો બહુ પછાત ને બહુ ખરાબ. એમના રોગો જુઓ તોપણ આપણને સમજાઈ જાય. બીડીનાં ઠુંઠાં પી પીને છાતી સાવ બગાડી નાંખી હોય. ઘણા ખરા એનીમિક (પાંડુ રોગી) હોય છે. સિફિલિસ અને ગોનોરિયા (ચાંદી પરમો) જેવા રોગ તો ઘણાંને હોય છે. નીતિનાં બહુ નબળાં !'

મેં પૂછ્યું : 'બીડી શિવાય વખત ગાળવાની બીજી કોઈ વસ્તુ એમણે કોઈ દિવસ જોઈ છે ? એ લોકોને શરીરે પૂરતું લોહી ન હોય એમાં ખોરાકની કમી એ જ કારણ કે બીજું કાંઈ ? ખોરાક સારો શી રીતે મળે ? સિફિલિસનો રોગ એમનામાં આવ્યો કયાંથી ? ઉજળિયાત પ્રજા એને લાવવામાં કાંઈ જવાબદાર હશે ખરી ?'

આ પ્રશ્નો અંગે એમણે વિચાર નહોતો કર્યો.

બ....માં એક ચોથા ડૉકટર મળ્યા. કસ્તુરબાના નામ સાથે જોડાએલું એમનું દવાખાનું હતું. દવાખાનેથી એકાદ ફર્લાંગ છેટે જવાનું હતું. પણ એમનાથી જવાતું નહોતું. 'હું શી રીતે આવું ? મારી બેગ ઉપાડનાર નોકર આજે ગેરહાજર છે ! બેગનું વજન માંડ દશ રતલ થતું હશે. મને થયું આ ડૉકટરો સમાજના મૂળભૂત રોગનું નિદાન શી રીતે કરી શકશે —એ પોતે જ જ્યારે એના એક લક્ષણસમા દેખાય છે ?

# [૧૬] ખિલિપત્ર

૧

આખા ગામમાં દૂરથી દેખાઈ આવે એવો આલેશાન બંગલો.. મુંબઈનું એકાદ થીએટર સપનામાં વડોદરા જિલ્લાના એક નાના સરખા ગામમાં આવી પડ્યું હોય તેમ ઊભું હતું. અદ્યતન 'ઢબનું ફર્નિચર. બંને માળે ચકચકતા પોલિશવાળા હીંડોળાખાટ અને તેને બોલ બેરીંગનાં કડાં. ઉપર અધમણ રૂની બબ્બે તળાઈ પાથરેલી.

મકાનની ફરતે એક વિશાળ કંપાઉન્ડ છે. કંપાઉંડના એક ખૂણામાં છોટાઉદેપૂર તરફનાં ચાળીશેક ભીલ નર નારીઓ પડ્યાં છે. શિયાળાની ટાઢમાં ત્રણ ત્રણ પથરા ગોઠવીને પેટાવેલા પેલા ચૂલા આખા દિવસના ભૂખ્યાં પેટને પોષણની આશા અને ચીંથરેહાલ શરીરને હૂંફ આપવાનું બેવડું કામ કરે છે. ખરેલાં પાનવાળું પેલું ઝાડ એમનું ત્રણ માસ પૂરતું આશ્રયસ્થાન છે. બે ત્રણ માટીનાં અને એકાદ પીત્તળનું વાસણ, આમલીની ચટણી વાટવાનો પથરો અને ડઝનબંધ કાણાંવાળી એકાદ બે ગોદડીઓ—એ દરેક કુટુંબનું રાચરચીલું છે. મોંઘવારીના દિવસોમાં પુરુષની દશ આના, સ્ત્રીની આઠ આના અને બાળકોની છ આના રોજી છે.

મકાનમાલિક હીંડોળા પર પડ્યા છે. ટીનોપોલ નાખીને ધોએલાં એમનાં કપડાં રાતે પણ ઉજાસ મારે છે. સામે બેઠો બેઠો હું તકલી ફેરવું છું.

તેઓ મને પરિસ્થિતિથી વાકેફ કરે છે: 'ખરેખર, અહીં

તમે ઇચ્છો છો તેવું જ છે. અહીં બધાં સમાન જ છે. અહીં કોઈ ગરીબ છે જ નહીં....'

સિદ્ધાન્ત આગળ સમજાવવામાં આવે છે: મારા કાન પર શબ્દો અથડાય છે, પણ આંખો બારીમાંથી દેખાતા પેલા ચૂલાના અજવાળા તરફ મંડાયેલી છે.

કરુણતા એમાં છે કે એ ભાઈ જે કહે છે તે બનાવવા કે છેતરવા નથી કહેતા. એમના અવાજમાં સાચી માન્યતાનો રણકો છે. વિષમતા એટલી સહજ થઇ ગઈ છે કે એમને પેલા ચૂલામાંથી નીકળતી ગરીબીની ચિનગારી દેખાતી જ નથી.

ગુજરાતના ચિત્રકારો આ ચિત્ર ચીતરશે ?

૨

એકંદરે ઠીક સ્થિતિનું ગણાવી શકાય એવું ગામ. બીજાં ઘણાં ગામોની માફક અહીંના ભણેલા જુવાનિયા શહેરમાં કે પરદેશ નથી ચાલી ગયા. ગામમાં ચાર પાંચ ઘેરે બેટરીથી ચાલતા રેડિયા છે. એક જણને ત્યાં જીપ છે, બીજાને ત્યાં ટ્રેક્ટર છે. સાડત્રીશ કૂવા પર પંપ ચાલે છે.

એક બે આગેવાનો ગામ બતાવવા નીકળે છે. ગામની પોસ્ટ ઓફિસ બતાવે છે. નાની સરખી પણ લિપ્ટન ચા અને શબ્દ વ્યૂહની જાહેરખબરોથી શોભતી બજાર બતાવે છે. ગામના એક મુંબઈમાં રહેતા હોટેલ માલિકના નામે બંધાતી હાઇસ્કૂલનું મકાન બતાવે છે.

પણ ગામમાં ઉત્સાહ દેખાતો નથી. પોતાના ઓટલા પર પાનાં રમવા બેઠેલા જુવાનિયાઓ, ગામ આગેવાનો તરફ જોઈ 'કેમ ?' એટલું પૂછી પાછું પાનાંમાં ચિત્ત પરોવે છે. મહે-

માન વિષે જાણવાની એમને કાંઈ જિજ્ઞાસા નથી. ગામની સ્ત્રીઓ બબ્બે ત્રણ ત્રણ બેડાં માથે લઈ ઝપાટાબંધ ઘર તરફ જતી દેખાય છે. ત્યાં ઉદ્યમથી નીપજતું પ્રાણતત્ત્વ હોય એમ લાગે છે ખરું, પણ તે ઘૂમટામાં છૂપાયેલું છે.

ચોરા પર બે-ચાર લોકો બીડીનાં ઠુંઠાં મોમાં ઘાલી ગામ-ગપાટા કરે છે. એમની સાથે ગામના પ્રશ્નો અંગે વાત થાય છે. તમારું ગામ સુખી લાગે છે. તમારા ગામનું મુખ્ય દુઃખ શું ?

' અમારી એક સડક અધૂરી છે એનું દુઃખ ભારે છે.'

' ચાલો, એ જોઈ આવીએ '

એક તરફથી પી. ડબલ્યુ. ડી. ની સડક આવે છે. બીજી તરફથી લોકલ બોર્ડની. બંનેને જોડતો રસ્તો બનાવવાનો બાકી છે. અંતર માંડ ૨૫ ફીટનું હશે.

' આને મોટું દુઃખ ગણો છો ? '

' હા, ચોમાસામાં આવો તો ખબર પડે. એટલો કાદવ થાય છે કે ગાડાંનાં પૈડાં ખૂંચી જાય છે. અને ઘણીવાર તો ઢોર પણ ફસાઈ જાય છે.'

' પણ આ ખાડો તો ચાર ફૂટ ઊંડો નહીં હોય. બાકી બધે તો બબ્બે ફૂટનું પૂરાણ કરવાની જ જરૂર છે.'

' હા, એટલું નજીવું કામ છે, તોયે સરકાર અમને નથી કરી આપતી.'

' પણ તમે લોકો જાતે જ આટલો રસ્તો બનાવી ન લો ? કામ વધારે નથી. તમારા ગામના જુવાનિયા એકઠા થાય તો અર્ધા દિવસનું કામ છે.'

એક જણે કહ્યું: 'એટલી કોને નવરાશ છે ?'

બીજાએ કહ્યું: 'એવાં કામ તે હાથે થતાં હશે ?'

ત્રીજાએ કહ્યું: 'કરીએ તો ખરા, પણ સરકારને પછી ખોટી ટેવ પડી જાય, બધાં કામ ગામલોકો પાસે કરાવવાની.'

*ગુજરાતના શિક્ષકો આમને પુરુષાર્થ શીખવશે ?*

૩

મારો કાર્યક્રમ ફેરવીને એક સાધુની મુલાકાતે લઈ જવાનો આગ્રહ થવા લાગ્યો: 'મહારાજ પ્રખર વિદ્વાન છે, કેટલીયે ભાષાઓ જાણે છે, વેદોનો ઊંડો અભ્યાસ છે, વ્યાખ્યાન આધુનિક ઢબનાં કરે છે. આજના બધા 'પ્રશ્નોની છણાવટ' કરે છે. તમારે તો એમનાં દર્શન કરવાં જ જોઈએ.' કાર્યક્રમ બદલાયો તો નહીં, પણ બે ત્રણ દિવસ પછી સહેજેસાજે ત્યાં જવાનું થયું. મહારાજ નદીએ નહાઈને આવતા હતા ત્યાં સામા મળ્યા. કોઈક ભક્તે ઓળખાણ આપી: 'નારાયણભાઈ ભૂદાનનું કામ કરે છે. સંત વિનોબાજી પાસે પણ જઈ આવ્યા છે.'

એમણે થોડું સ્મિત કરી કહ્યું: 'હું જાણું છું. ઈશ્વરે અમને કેટલાક લોકોને ધર્મોપદેશ માટે જગત ઉપર મોકલ્યા છે, એમાં વિનોબા પણ એક છે.'

ઉપદેશનો સમય થઈ ગયો હતો એટલે વાતચીત ન થઈ શકી. અર્ધોએક કલાક બેઠો.

આરંભ ચલમની એક જબર્દસ્ત ઘૂંટ અને 'બમ્ ભોલાનાથ' ના પોકારોથી થયો. આસપાસની જનતા 'બમ્ ભોલાનાથ'ની જ પ્રતિનિધિ લાગતી હતી. પણ સભામંડપનો ઠાઠ કાંઈ ઓર હતો. દૂર દૂર સુધી કાગળની પતાકાઓનાં તોરણો બાંધ્યાં

હતાં. ઊંચા મંચ ઉપર બે-ત્રણ ગાદીઓ, એની ઉપર રંગ-બેરંગી ચાદરો, અને સૌથી ઉપર મૃગચર્મ હતું.

ભાષણ સાંભળતાં મહારાજના ભાષાજ્ઞાનના વખાણ અજ્ઞાનને લીધે થયા હતા, એ સ્પષ્ટ થયું. ગુજરાતી અશિષ્ટ હતી અને હિન્દીમાં વ્યાકરણની ભૂલો થતી હતી. અર્ધા કલાક દરમિયાન બોલાયેલા ત્રણે સંસ્કૃત શ્લોકો અશુદ્ધ હતા. વિષય: રામાયણની કથા. આધુનિક વિષયોમાં ગોવધબંધી, હિંદુ કોડ બિલ અને પાકિસ્તાન. ત્રણેમાં સરકાર, કોંગ્રેસ વગેરે અંગે છૂટથી ગાળોનો પ્રયોગ.

પણ વાણી કરતાં આંખ વધુ કહી જતી હતી. ચકળ વકળ થતી આંખો જમણી બાજુ બેઠેલી બેનો તરફ જતી ત્યારે વધુ સ્થિર થતી. કોઈ વાર ઝીણી થતી તો કોઈ વાર વળી ખીલી ઊઠતી. પછી તરત જ જાણે કે જગત્પતિ હોય તેમ જરા ઊંચી ડોક કરી રવીન્દ્રનાથના ' તાશેર દેશ ' (પત્તાનો પ્રદેશ) નાટકના રાજાની છટાથી ચારે તરફ જોઈ લેતા. એમના બે ત્રણ ભક્તોની દૃષ્ટિ ઠેર ઠેર ગોઠવેલી ધર્માદા પેટીઓ તરફ ખોડાયેલી હતી.

ભૃકુટિભંગ અસહ્ય થઈ પડયો એટલે અમે ઊઠયા. એક ભક્ત કાંઈક કારણસર જતા હતા તે રસ્તે અમારી સાથે થઈ ગયા. અહીં આવ્યા ત્યારે પહેલે જ દિવસે મહારાજે પોતાનો ડાબો હાથ કેવી રીતે નવ ફૂટ લાંબો કરી બતાવ્યો હતો તેની વાત એમણે કરી. ચમત્કારોની વાત આગળ ચાલે તે પહેલાં અમે બીજો રસ્તો લીધો.

ત્રણચાર દિવસ પછી સાંભળ્યું કે પાસેના ગામની એક-બે બેન-દીકરીઓને બગાડી, ધર્માદા પેટીમાં એકઠા થયેલા

હજારેક રૂપિયા લઈ મહારાજ આગલે દિવસ રાત્રે વિદાય થયા. ગૂજરાતના સંતો આમને ધર્મ સમજાવશે ?

## [ ૧૭ ] સર્વપક્ષી અખાડો

પંચમહાલ જિલ્લાના પહેલા મુકામે જિલ્લાના લગભગ બધા મુખ્ય કાર્યકર્તાઓ હાજર રહ્યા, એ મારે માટે તા. ૧૫-૨-૫૫ તો સાનંદાશ્ચર્યનો વિષય હતો. વયોવૃદ્ધ તપસ્વી કાર્યકર શ્રી. મામાસાહેબ ફડકે, આંખે પૂરું સૂઝતું નહોતું છતાં, અમને સૌને શરમાવે એટલા ટટ્ટાર બેસતા અને ચાલતા હતા. એમની વાણીમાં બ્રહ્મચર્યનું તેજ, મહારાષ્ટ્રની કઠોરતા અને સત્યનિષ્ઠાનો રણકો છે. ભીલ સેવામંડળના પ્રાણસમા શ્રી ડાહ્યાભાઈ નાયકમાં સૂરત જિલ્લાની ફુમાશ છે, અનાવલાનું ઝનૂન નથી, પણ તેજ છે. તેમાં વળી મારા દાદા પાસે ભણેલા એટલે મારી ઉપરનો પિતૃવત્ પ્રેમ ભળે. જિલ્લા કૉંગ્રેસની અનેક પ્રવૃત્તિઓને એક દિવસ પૂરતી બાજુએ મૂકીને આવેલા શ્રી બકોરભાઈ પટેલનો પરિચય મને પહેલ વહેલો જ થયો. એમનામાં સ્પષ્ટવાદિતા અને આત્મવિશ્વાસ છે, જેને કારણે એ એમના હાથ નીચેના કાર્યકર્તાઓને કદાચ આકરા પણ લાગતા હશે. શ્રી મગનભાઈ જોષી અને જટાશંકર પંડ્યા આજે તો લગભગ ચૂપ હતા. પણ બંને જણ આખા જિલ્લામાં મારી સાથે રહેવાના છે એટલે એમની સાથે નિરાંતે વાતો થશે. અહીંના સમાજવાદી પક્ષના કાર્યકર શ્રી સોમાલાલ શિરો-

હીયા પણ આવ્યા હતા. પણ તેઓ આ ટોળામાં સહેજ અતડા રહેતા હતા. તેથી એમનો પરિચય ન થઈ શક્યો. જે ભાઈઓ પહેલા જ મુકામથી પાછા ગયા એમનો પરિચય થઈ શક્યો નહીં. જે આગલા મુકામ સુધી સાથે આવ્યા એમની સાથે અલકમલકની વાત થઈ.

વાતો દરમ્યાન બકોરભાઈએ એક સાચી વાત કહી દીધી. " અમે માનીએ છીએ કે આ કામ ઈશ્વરનું છે. તેમાં નિમિત્ત બનીએ એવા અમે અમારી જાતને લાયક ગણતા નથી. અમારે તો અમારી પ્રતિષ્ઠા જાળવવી છે. એટલે ગમે તેમ કરીને તમારો ત્રણ હજાર એકરનો કોટા પૂરો કરી દઈશું. બાકી શુદ્ધ દાન આપે એવા લોકો કદાચ અમારે ત્યાં હશે, અમે તે લેખને લાયક નથી.' મેં એમને એમની નિખાલસતા માટે ધન્યવાદ આપ્યા, અને શ્રદ્ધા વ્યક્ત કરી કે જેમ જેમ આ કામ આગળ વધતું જશે તેમ તેમ તેમને પોતાને વિષે પણ શ્રદ્ધા વધશે. માત્ર આ કામમાં સાધનો શુદ્ધ રાખવાં જરૂરી છે. ગમે તેમ કરીને ત્રણ હજાર એકર કરવાની કશી જરૂર નથી.

કલિયાણામાં ત્યાંના ભાઈઓ સાથે ખૂબ ચર્ચાઓ થઈ એમણે કહ્યું; ' જમીન તો અમારા જીવના ટુકડા જેવી છે. એ શી રીતે આપીએ ? ' ખૂબ સમજણ પાડીને મેં કહ્યું, તમારે માટે લોહીના દાન જેવું છે, એ હું સ્વીકારું છું. પણ માણસાઈ મરતા પડી છે એને લોહી આપવાની જરૂર ઊભી થઈ છે. સભા પહેલાં જ્યાં ગામલોકો સાથે ચર્ચાઓ થઈ હોય છે ત્યાં ભાષણમાં એ બધા મુદ્દાઓ વ્યવસ્થિત રીતે ચર્ચાય છે. આજનું ભાષણ પણ તેવું જ થયું. મારી વાતોમાં ખૂબ દરદ હતું. આખી સભા ચિત્રવત્ સાંભળતી હતી. ઘણાંની આંખમાં પાણી હતું. ' અમારી પાસે જમીન નથી, નહીં

તો શું નું શું કરી નાંખીએ' એમ કહેવા લાગ્યા. આખા ગામે મળી દશ એકર જમીન આપી.

આગલા ગામે એક જુદા પ્રકારનો અનુભવ થયો. વર્ષો સુધી કોંગ્રેસમાં રહીને ખેડૂત સંઘમાં ભળેલા એક વિચિત્ર કાર્યકર્તાએ મારી આ મુલાકાતનો વિરોધ એક વિચિત્ર મુદ્દા પર કર્યો: 'આવા માણસ આવે ને અમને પૂરતી તૈયારીનો વખત પણ ન આપ્યો! અમારે સામૈયું કરવું હોય! અમારા ગામની આબરૂ લેવાનો કોંગ્રેસવાળાઓએ ઈરાદાપૂર્વક પ્રયત્ન કર્યો છે.' હું એમને મળવા ગયો. મેં તેમને કહ્યું કે 'ગામની આબરૂ જ જો વધારવી હોય તો એ વધારવાની યુક્તિ તમારા હાથમાં છે; સારું દાન કરો એટલે ગામની આબરૂ વધશે!' પણ એમને સામેના રાજકીય પક્ષની આબરૂ ઘટાડવા સિવાય બીજા કશાયમાં રસ નહોતો. અમારી આગલી એક સભામાં એક કાર્યકર પ્રસ્તાવના કરવા જે બોલ્યા તેમાં પોતાના પક્ષની વાત આવી ગઈ હતી. મેં મારી વાતોમાં સ્પષ્ટ કર્યું હતું કે આ બિનપક્ષી કાર્યક્રમ છે. એ વાતનો અહેવાલ ખેડૂત સંઘવાળા ભાઈ પાસે પહોંચી ગયો હતો. તેનો ઉપયોગ કરીને એમણે એમ પણ વાંધો ઉઠાવ્યો કે તમારા કાર્યક્રમને એકપક્ષી કાર્યક્રમ બનાવવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. મેં એમને એમાં ઝંપલાવી ભૂદાનને પોતાનો કાર્યક્રમ બનાવવાનું આમંત્રણ આપ્યું. પણ જ્યાં દલીલો જ બધી જમીન આપવાની વાતને ટાળવા થતી હોય, ત્યાં વિશેષ વાતો કરવાનો કાંઈ અર્થ મેં ન જોયો. સભા પછી એમણે કહ્યું કે 'મારા ભાઈને પૂછીને કરીશ. ભાઈ હાજર હતા, છતાં ગેરહાજર છે' એમ કહ્યું, પણ એમને કમનસીબે એ કહી રહ્યા હતા એટલામાં જ ભાઈ સામા મળ્યા! એ કહેવાની જરૂર નથી કે ભાઈને પૂછ્યા પછી પણ એમણે જમીન આપી નહીં.

ભૂદાનના કામને સર્વ પક્ષોનો સાથ જોઇએ છે, પણ તે પક્ષાતીત ભૂમિકા ઉપરથી. જો સર્વ પક્ષો પોતાના પક્ષનું તાણવાની વૃત્તિ આ કામમાં પણ રાખે, તો તો આ કામ એક અખાડો જ થાય. બધા પક્ષો એમાં સાથે આવે ખરા, પણ એ ભેટવું ભીમ અને ધૃતરાષ્ટ્રના આલિંગન જેવું થાય.

પણ ભૂદાનના અખાડાની એક ખૂબી છે કે જેને લીધે આવાં આલિંગનો લગભગ અશક્ય બને છે. આ અખાડામાં દાખલ થવાની પરવાનગી એને જ મળે છે કે જે પોતે કાંઇક ત્યાગ કરે, અને જે આને માટે સમય આપવા તૈયાર હોય. ત્યાગની ચાળણીમાં ખોટા કાંકરા આપોઆપ ચળાઇ જવાના.

આ વાતનો આજે જ પુરાવો મળ્યો. ઝઘડામાં જેમને રસ હતો તેઓ કોઇ પ્રવાસમાં જોડાવા તૈયાર ન થયા. જે સાથે રહ્યા છે તેમને ઝઘડવા કરતાં પ્રેમપૂર્વક જમીન મેળવવામાં વધારે રસ છે.

## [૧૮] વસ્તી ગણતરી

આ ગામમાં વસ્તી કેટલી ?

હશે બસો અઢીસોની.

બસો અઢીસો ઘર કે લોકો ?

અરે ઘર હોય? માણસ.

તો ઘર કેટલાં ?

ચાળીસ પચાસેક હશે.

પણ ઘર તો વધારે દેખાય છે ને ?

વધારે ક્યાં છે ? આ ૨૪ ઘર પાટીદારનાં, ૮ ઘર બ્રાહ્મણનાં, ૬ કુંભારનાં અને ૪-૫ ઘર મુસલમાનનાં હશે,

ઠાકરડા, હરિજનો હશે કે નહિ ?

છે ને, ઠાકરડા છે, વણકર છે, ભંગી છે, ચમાર છે, ભીલડાં પણ છે.

એમનાં ઘર કેટલાં ?

એ તો દઈ જાણે.

ગામમાં ઢોર કેટલાં તે કહી શકો ખરા ?

હોવે, કેમ નહિ ? એની ઉપર તો અમારો પ્રાણ નભે. બળદ કેટલા ને ભેંસો કેટલી ને વાછરડાં કેટલાં એ પૂછો તોયે કહીએ.

અને આ પછાત લોકોની વાત કરી એ પણ પેલા બસો અઢીસોમાં આવે કે ?

એમની તે કંઈ વસ્તી ગણાતી હશે ? કૂતરી વિયાય અને ભીલડી વિયાય, બેય સરખી. એમને તો મુઆંને થાયે ઘણાં ને મરે યે ઘણાં.

(સરકારી દફતરે જોતાં જણાયું કે ૯૦૦ ની વસ્તીમાં પછાત વર્ગની વસ્તી ૭૦૦ની આસપાસ હતી.)

## [ ૧૯ ] ભૂમિવિતરણના અનુભવો

પ્રિય ભાઈ,

જમીન-વહેંચણીના કામને વિનોબા ' નિરાભાર કાર્ય ' thankless task કહે છે. એ કરવામાં મહેનત ઠીક ઠીક ઉઠાવવી પડે છે. વહેંચણીનો કાર્યક્રમ જ્યારે વ્યાપક નહોતો થયો ત્યારે ઘણા લોકો કહેતા કે જમીન મેળવીએ અમે અને વહેંચે વિનોબા તો તો એનું શ્રેય બધું એ લઈ જાય. એવી ટીકા કરનારમાંથી કોઈ આજે જ્યારે વહેંચણીનું કામ હાથ ધરવામાં આવ્યું છે ત્યારે દેખાતા નથી.

હમણાં જ મેં સાબરકાંઠા જિલ્લામાં એક મહિના સુધી જમીનવહેંચણીનું કામ કર્યું. લગભગ બારસો એકર જમીન વહેંચી. પણ આ મહિના દરમ્યાન ભાગ્યે જ થોડા દિવસ પાંચ કલાકથી વધુ ઊંઘ મળી હશે. આગલે મુકામે જવાનું હોય, ખેતરે ફરીફરીને જમીન જોવાની હોય, ભૂમિહીનોના વાસમાં જઈ એમને વહેંચણી અંગે માહિતી આપવાની હોય, મોડી રાત સુધી વહેંચણીની વિધિ કરવાની હોય. આમ દિવસ આખો કામમાં જતો. જમીન કોને આપવી તેને અંગે ઘણીવાર બુદ્ધિને પણ ઠીક ઠીક કસવી પડતી. આમ શરીર-મનને પૂરતો વ્યાયામ આપે એવું આ કામ છે. એટલે વિનોબા એને નિરાભાર કૃત્ય કેમ કહે છે એ સમજાય છે.

પણ વહેંચણીમાં જે આનંદ આવે છે તે બધા થાકને ક્યાંય ભુલાવી દે એવો હોય છે. ભૂમિદાનયજ્ઞમાં થતા રાહત અને ક્રાન્તિના બેવડા કામનું પ્રત્યક્ષ દર્શન આપણને વહેંચણીમાં મળે છે. માનવતા આપણને મૂર્ત સ્વરૂપે જોવા

મળે છે. અને રોજે રોજ નવા નવા અનુભવોને લીધે જીવનની એક અપૂર્વ તાલીમ મળે છે. ભૂમિહીનોની દુર્દશા જોઈ વહેંચણીને વખતે જ દાતાને નવી જમીન આપવાની પ્રેરણા થાય છે. ત્યારે આ આન્દોલનની રાહતની બાજુ દેખાય છે. જમીન કોને આપવી એ ભૂમિહીનો જાતે જ ઠરાવે અને જ્યારે તેઓ પોતપોતાનો હક સમજતા હોવા છતાં પોતાના બીજા ભૂમિહીન ભાઈઓ માટે એ જતો કરે છે ત્યારે એની ક્રાન્તિની બાજુ સમજાય છે. વહેંચણી દરમ્યાન સેવકને મુખ્ય તાલીમ નિર્ણયો લેતી વખતે સમતા જાળવવામાં મળી જાય છે. વહેંચણી કરનારને તો મોટે ભાગે સાક્ષીનું કામ જ કરવાનું હોય છે, પણ ગામલોકો વહેંચણીના વિનોબાએ ઠરાવેલા નિયમો બરાબર સમજીને ગામમાં ખરેખર ભૂમિહીનો કોણ છે, તે નક્કી કરે. એટલું નક્કી કર્યા પછી ભૂમિહીનો પૈકી જમીન કોને આપવી એનો નિર્ણય ભૂમિહીનો જાતે જ કરે. આ બધા નિર્ણયો કરતી વખતે સ્વાર્થભાવ કરતાં પ્રેમભાવ જ ઉપર રહે એ જોવાનું કામ સેવકનું હોય છે. અને એ જોવામાં જ એ તાલીમ મેળવતો હોય છે.

ભૂમિ–વહેંચણીમાં ભાતભાતના અનુભવો થયા. કેટલાક સારા, કેટલાક બૂરા, પણ એકંદરે બધા જ આસ્થા વધારે તેવા હતા. ક્યાંક ક્યાંક ગામના એકેએક ભૂમિ–વિહોણાને ભૂમિ મળી જાય એવું બને છે, તો ક્યાંક વળી આંગળીને વેઢે ગણાય તેટલાને જ મળે છે. ક્યાંક ભૂમિવિહોણાઓ પોતાના જેવા બીજા ભૂમિ–વિહોણાઓને જમીન મળે તે માટે પોતાનો દાવો ખેંચી લઈને બેસી જાય છે; અને ક્યાંક વળી એવુંય જોવાનું મળે છે કે દાનમાં મળેલી જમીન ઝઘડાવાળી છે. કેટલાક ઝઘડા ત્યાં ને ત્યાં પતી જાય છે અને ક્યાંક વહેંચણી મુલતવી રાખવી પડે છે. સાધારણ રીતે

વહેંચણી કરતાં પહેલાં એવી વાતો કાને આવે છે કે દાનમાં અપાયેલી જમીન રાશી છે. પણ વહેંચણી વખતે એને લેવા માટે પણ ઘણા ઉમેદવારો નીકળી આવે છે! ભૂમિવિહોણાએ “આ જમીન ખેડવા લાયક નથી” કહીને લેવાની ના પાડી હોય, એવો હજી સુધી તો એક જ પ્રસંગ ઊભો થયો. પણ ત્યારેયે એને રૂબરૂ જમીન પર લઈ ગયા અને જમીન બતાવી તો એ પણ એને ખેડવા તૈયાર થઈ ગયો. કેટલેક ઠેકાણે વહેંચાયેલી જમીન પર રસ્તો આપવાનો સવાલ ઊભો થાય છે અને ઘણુંખરું લાંબી વિચારણા પછી એ ઊકલી જાય છે. કેટલેક ઠેકાણે દાતા લાંબો વિચાર કરીને એવી રીતનું ખેતર કાઢી આપે છે કે, એ જેને મળે તે ખેતરે જતાં ક્યાં થઈને રસ્તો કાઢવો એની મૂંઝવણમાં ન પડે. ક્યાંક ક્યાંક અમે થોડી જમીન ગોચરને માટે જુદી કાઢી. મેં જોયું કે ગોચરની જમીન કાઢતા ત્યારે હંમેશાં બધાં જ રાજી રાજી થઈ જતાં.

એક ભાઈએ ૨ વીઘાં જમીન આપી હતી. એમનું એ ખેતર ૪ વીઘાંનું હતું, વહેંચણી વખતે એમણે બાકીના બે વીઘાં પણ આપી દીધાં ને એમ આખું ખેતર એક કટકે થઈ ગયું. ફરીવાર દાન આપવાથી એમને પાનો ચઢ્યો અને બોલ્યા: “મારી જમીન જો હરિજનોને આપતા હો, તો આ ગામમાં મારી જેટલી છે તેટલી બધી જમીન આપી દઉં!” મેં વહેંચણી થંભાવી દીધી. એમને જરા નિરાંતે નક્કી કરીને વળતે દહાડે પાકે પાયે વાત કરવાનું કહ્યું. વાત ફેલાઈ ગઈ કે શેઠ જમીન કાઢી નાંખે છે. વળતી સવારે એ જમીનના ઘરાક થતા અનેક જણ પહોંચી ગયા. નાંખી દેતાંય રૂપિયા દશ હજાર ઊપજે તેમ હતા. ઘરાક થનારા પાસે જમીનો તો હતી, પણ તેઓ શેઠની જમીન પણ

ખેડતા હતા. એટલે એ લોકો મમત કરત તો અમારું કાંઈ વળત નહીં. શેઠ અને ઘરાકોને સમજાવ્યા. બંને માની ગયા. બે વીઘાંને ઠેકાણે પચાસ વીઘાં જમીન એમણે આપી. બીજા એક ભાઈના દિલ ઉપર પણ આ વાતની પવિત્ર અસર થઈ. એમણે પણ એ ગામમાં પોતાની છ વીઘાં જમીન વધી હતી તે તમામ આપી દીધી. શેઠની જમીન હરિજનોને વહેંચી આપી અને બાકીની જમીન ગામના બીજા કેટલાક ભૂમિહીનોને અપાઈ. કેટલાક જૂના ખેડૂતો પાસે થોડી જમીન હતી તેમને પણ થોડી થોડી ઉમેરી આપી. ખરીદવા નીકળેલા ગણોતિયાઓએ વગર શરતે દાવો પડતો મૂક્યો હતો તેમને પણ બબ્બે વીઘાં આપી શકાયાં અને ગોચરને માટે પણ થોડીક જમીન જુદી કાઢી.

વહેંચણીના અનુભવોથી મારી એ શ્રદ્ધા દૃઢ થઈ કે ભૂદાન આન્દોલન જોરદાર રીતે ચાલે તો ગુજરાતને ગામડે ગામડે મધ્યમ વર્ગના જમીનમાલિક અને ખેતમજૂર વચ્ચે જે ખાઈ પડી છે તે દૂર થાય. સ્વાર્થને ઠેકાણે પ્રેમમય વાતાવરણ બને. ગરીબોમાં જાગૃતિ અને સરખું જીવન ગુજારવાની હોંશ આવે, અમીરોમાં શ્રમનિષ્ઠા આવે અને આપણે સૌ ગાંધીના ગુજરાતમાં રહેનાર ગુજરાતીઓ કહેવડાવવાને લાયક બનીએ.

સ્નેહાધીન,

નારાયણ

# [ ૨૦ ] અવિશ્વાસ પુરાણ

ખેડબ્રહ્મા તાલુકાના પાટડિયા ગામનો કંપો બહુ રમણીય સ્થળે આવેલો છે. આસપાસ દૂરદૂર સુધી ઢાળવાળી જમીન પર નાનાં નાનાં ખેતરો. વચ્ચે આદિવાસીઓની છૂટીછવાઈ છાપરીઓ. કોઈ કોઈ ખેતરમાં બકરાં ચરે છે. કયાંક એ બકરાં કરતાં સ્હેજ જ મોટાં કદનાં ઢોર ચરે છે. કયાંક ઉનાળાની સૂકી ધરતી ઉપર એકાદ આદિવાસી કુટુંબનાં રંગબેરંગી કપડાં ભાત પાડે છે. પુરુષનાં મધ્યમ કદનાં છતાં સુડોળ શરીર પર શોભતાં ભૂરાં કે લીલાં ખમીસ પર ટૂંકાં લાલ ફાળિયાં,. સ્ત્રીઓના કાળા ઘેરઘુમ્મરના ઘાઘરા, લાલભડક લૂગડાં અને કેસરી કાપડાં, અને હાથમાં તીરકામઠાંવાળા બાળકનાં કાળાં ઉઘાડાં શરીર પર લાલ કે કાળાં ફાળિયાં. કંપાવાળાનું મકાન. ઊંચી જગાએ આવેલું છે. ચારે બાજુ નીચાણ છે. ત્યાંથી આસપાસ દસ વીસ માઈલ દૂર આવેલા અરવલ્લીના ડુંગરાઓ. કોઈ બાળકે દોરેલા ચિત્રની પેઠે ડોકિયાં કરતા દેખાય છે. ક્ષિતિજ પર દેખાતી ચારે બાજુની ગિરિમાળા પદ્મફૂલની પાંખડીઓની પેઠે ઊપસી આવેલી છે અને અમે બેઠા હતા તે જગાએ વિશાળ પદ્મની વચ્ચેવચ એના ચાડા ( કમળની વચ્ચેનો ભાગ ) જેવી લાગે છે.

અમારું ટોળું પચરંગી હતું. વર્ષોથી અહીં કંપો કરીને રહેલા અમારા યજમાન જેકાકાકા હુક્કો ગુડગુડાવતા બેઠા હતા. એમની પાસે ખાટલા પર હજી બે-ચાર માસથી પાસેના ગામની ૨૩ બાળકોની શાળા સંભાળવા આવેલા એસ. એસ. સી.'

આ વાતનો પાર નહિ આવે એમ સમજી પેલી છોકરીએ બીજી તરફ ફરી કોઈ છેલ્લી ફિલ્મનું ગીત ગણગણવા માંડયું. પેલા બિરાદરની આંખમાં થોડી ખીજ હતી, અને ખીજ કરતાં વધારે થાક હતો. એણે ખાટલા પર લંબાવ્યું.

અવિશ્વાસના આ ઉપદેશકો પ્રત્યે જ અવિશ્વાસ પેદા થઈ જાય એટલા તિરસ્કારથી તલાટીએ 'હલકી વરણ' અંગે વાતો કહેવા માંડી. પેલા શિક્ષક એમાં વચ્ચે વચ્ચે ટાપશી પુરાવતા હતા.

આ પ્રજાનાં બાળકોને ભણાવવા આવેલા શિક્ષક જો એમના પ્રત્યે આટલો તિરસ્કાર રાખે તો સ્વતંત્ર ભારતનું નવઘડતર કેવી રીતે થશે, કલ્યાણરાજની સરકારી સીડી પર ગામડાને પગથિયે ઊભેલા તલાટીના દિલમાં જો આ પ્રજા વિષે આવો ભાવ હશે તો એ પ્રજાનો તો ઠીક પણ એમનો પોતાનો ઉદ્ધાર શી રીતે થઈ શકશે, એ વિચાર મારા મનમાં ઘોળાતો હતો.

આ લોકો લૂંટ શી રીતે કરે છે, કામમાં આળસ કેવું કરે છે, આજે ખાવાનું મળે તો આવતી કાલની ફિકર કર્યા વિના શી રીતે પડયા રહે છે,—એ બધી વાતો અમારે માટે નવી નહોતી.

અમે એ આક્ષેપોના જવાબો નહોતા આપતા. જવાબ આપવાનો બહુ વખત જ નહોતો રહેતો. અને અમને રસ એમનો બચાવ કરવા કરતાં એ લોકોના જીવનમાં આમને રસ લેતા કરવામાં વધારે હતો.

સાંજ હતી તેની રાત થઈ ગઈ. પાછળ અરવલ્લીના ડુંગરા ઉપર અંધારી રાતે પુનર્વસુની હોડી ઉપર ગુરુ ચમકવા લાગ્યો ત્યારે આસપાસના લોકો ત્યાં આવી પહોંચ્યા.

જમીન–વહેંચણીનો ઉત્સવ છે એ એમને કોણ જાણે ક્યાંથી ખબર પડી ગઈ હતી. જમીનનો પ્રશ્ન અહીં બહુ વિકટ તો નથી, છતાં જમીન મળવાની આશા તો ગરાશિયા ભીલોની આંખમાં જણાઈ આવતી હતી.

ભીલોને જોઈને એમના નિંદકોની વાણી પર સંયમ ન આવ્યો, બલકે એકાદ બે ગાળોનો ઉમેરો જ થયો: 'સાહેબ! આમની પર વિશ્વાસ રાખો તો ઇજ્જત લે ઇજ્જત!' તલાટીએ નવું સૂત્ર ઉચ્ચાર્યું.

'એ શી રીતે'? વકીલે પૂછ્યું.

'હમણાં થોડી વાર આપણી વાતો બંધ રાખીશું?' મેં વાતને સંકેલી. વહેંચણીનો સમય થઈ ગયો હતો.

ખૂબી એ હતી કે આ પ્રદેશમાં પહોંચ્યા તે દિવસે વહેંચણી કરી ત્યારથી જ વહેંચણીના નિયમોની અહીં બધે જાણ થઈ ગઈ હતી. આ નવા સમાચારની રજેરજ વિગત ગામે ગામ કર્ણોપકર્ણ પહોંચી ગઈ હતી. એટલે ભૂમિહીનો જાતે જ પોતાના પૈકી જમીન કોને આપવી એની પસંદગી કરી રાખતા અને વહેંચણીની વિધિમાં તો અંગૂઠાઓ કરવા જેટલો જ સમય જતો.

'પાંચ મહુડા' ગામની વહેંચણીનું કામ હાથ ધરવામાં આવ્યું, ત્યારે ખબર પડી કે ત્યાં કોઈ ભૂમિહીન જ નહોતું. એટલે ઓછી જમીનવાળાને જમીન આપવાનો અમે વિચાર કરતા હતા, ત્યાં તલાટીએ કહ્યું : 'કેમ પેલા રામો બનેવી છે ને? એને બોલાવો.' દૂરથી આવેલા પણ આ ગામના જમાઈ થઈને રહેલા રામાને જમીન આપવામાં આવી.

ગામલોક પાછા ગયા, પણ અમારે જમવાની વાર હતી,

એટલે વકીલ સાહેબે પોતાની દલીલબાજી શરૂ કરી : 'વિશ્વાસ રાખો તો ઈજ્જત જાય એ તમે કહેતા હતા એ બરાબર નથી. તમારે પુરવાર કરવું પડશે.'

તલાટી કાંઈ ગાંજ્યા જાય એમ નહોતા. એમણે ઓટલા પર પલાંઠી લગાવતાં કહ્યું :

'પુરવાર કરવું પડશે ને? લ્યો સાંભળો ત્યારે, મારી જ આપવીતી કહું છું. એ વાતને તો આજે ઘણાં વર્ષ વીતી ગયા, પણ હજીયે જાણે ગઈકાલે મને વીત્યું હોય એમ બધું સાંભરે છે. ત્યારે નવો નવો નોકરીએ ચડેલો. પોસીના પટ્ટામાં મને મૂકવામાં આવ્યો. બીજા તલાટીઓ કરતાં હું મારા સેજાનાં ગામોમાંથી મહેસૂલની રકમ વહેલી ઉઘરાવું એવી મને હોંશ હતી. એક દિવસ હું ગામ ગયો ત્યારે સાંજ પડવા આવી હતી. હું પહોંચ્યો એ પહેલાં જ મારા આવવાના ખબર ગામમાં પહોંચી ગયા હતા. અને મારા બેટા મુખી-મતાદાર ગામમાંથી ગાયબ થઈ ગયા હતા.

'બધા કહે કે મુખી મતાદાર આવે પછી આવીશું. મેં કહ્યું કે હું તો અહીંથી વીઘોટી લઈને જવાનો છું. જરૂર પડે રાત અહીં જ રોકાઈશ.

'પેલા બેટાઓ વિચારમાં પડી ગયા કે આ બલાને કેમ કાઢવી? થોડે છેટે જઈને ગુસપુસ કરે. પણ મેં તો પાકો નિરધાર કર્યો હતો કે વીઘોટી લીધા વિના ખસે એ બીજા. લોકો કહે કે રસોઈની તૈયારી કરીએ. પણ હું બામણભાઈ એમના હાથનું ખાઉં? મેં તો કહ્યું કે આજે મારે સોમવાર છે.

'કોઈના ઘરમાં તો ઊંધું જ નહિ, એટલે મેં ખાટલો

પાછળ વાડામાં નંખાવ્યો. થોડીવાર સૂતો હોઈશ એટલામાં તો મારી બેઠી નવી ઉપાધિ જાગી. મારા ખાટલા તળેથી એક બૈરીએ ચીસ પાડી.'

'હેં! બૈરી ત્યાં કયાંથી આવી?' પેલી છોકરી બોલી ઊઠી અને પેલા બિરાદરને પણ હવે વાતમાં રસ પડયો.

'આવે કયાંથી? કયાંક ભરાઈ રહી હશે. પહેલેથી જ બધું ગોઠવી રાખેલું. મારી પર આળ લાવવા.'

એ આળ કેટલું સત્ય હશે તે જોવા મેં તલાટીની આંખમાં આંખ પરોવી. પણ એ તો એમની વાત કહેવામાં મસ્ત હતા.

'અને ચીસ પાડતાંની સાથે જ મારા બેટા પંદર વીસ ભીલડાં મારી આસપાસ ફરી વળ્યાં. કહે કે તને જીવતો ન જવા દઈએ. એક તો છરો કાઢીને બરાબર મારા માથા પર ઊભો રહ્યો. એને તો, નારાયણભાઈ, તમેય ઓળખો છો.'

"હેં! હું ઓળખું છું? હું તો પોસીના બાજુ ગયો નથી! હું કયાંથી........'

'તલાટી, તમારી વાત આગળ ચલાવો. નારાયણભાઈ, માફ કરજો તમે કયાં ગયા છો અને કયાં નહીં, તે હમણાં અમારે નથી જાણવું,' એક સાથીએ કહ્યું. 'પછી પેલી....?' છોકરીએ પૂછયું.

'પછી,' તલાટીએ આગળ ચલાવ્યું, 'મેં વિચાર કર્યો કે મારાં બેટાં ભીલડાં પૈસા ખાતર મારી ઈજ્જત અને જાન લેવા કરે છે. એટલે હું તો કરગરી પડયો. મેં એમને કહ્યું કે તમે તમારી વીઘોટી બધી ભરી દીધી છે, એમ હું લખી આપું છું પણ મને બચાવો. થોડીવાર તો એમણે દેખાવ પૂરતા

ધમપછાડા કર્યા, પણ પછી માની ગયા. મેં એમને કહ્યું કે મારી પાસે હમણાં કાગળ નથી, પણ કાલે સવારે પોસીના જઈને લખી આપીશ.

એમણે એ વાતને કબૂલ રાખી. પણ જો હું પૈસા ભર્યા છે એમ ન લખી આપું, તો મારી ઉપર આળ મૂકવા પેલી બૈરીને પણ સાથે લાવ્યા હતા.

"પછી ?"

"પછીની વાત તો બહુ સહેલી છે. મેં પોસીના જઈને ત્યાંના ફોજદારને બધી વાત કરી. ફોજદાર અમારી ન્યાતનો જ હતો. એમણે પેલા લોકોને ધમકાવીને કાઢી મૂક્યા. અને મેં ત્યાંથી બદલી માંગી લીધી."

"પણ પેલા મારા ઓળખાણવાળા માણસની તમે વાત કરી, એ કોણ તે તો કહો !" વાત પૂરી થઈ એટલે મેં મારી આ વાજબી જિજ્ઞાસાને તાજી કરી.

"એ ? એ તો આજે જેને તમે જમીન આપી તે પેલો રામો અનેવી !" કહી તલાટી ખડખડાટ હસી પડયા.

અમે ચોંક્યાં.

"રામો અનેવી ? જેને તમે જ આગ્રહ કરીને સભામાં આવ્યો નહોતો છતાં બોલાવી મંગાવ્યો અને જમીન અપાવી તે ?!"

"હા એ જ વળી, કેમ ?"

"તમને મારવા આવનારને જમીન અપાવી ?"

"બિચારાં પાસે કયાં જમીન હતી ? અને અપકારનો બદલો ઉપકારથી વાળીએ તો માણસ સુધરે."

અવિશ્વાસનું પુરાણુ માંડનારને મોંઢે વિશ્વાસનું ઉપનિષદ્ સાંભળી આકાશમાંનું પુનર્વસુ નક્ષત્ર મલકાતું હતું.

## [ ૨૧ ] ધન્ય વડાવલી !

પ્રિય બહેન,

બે વરસ પર વડાવલી આવેલો ત્યારે ગામમાં રામલીલા ચાલતી હતી. રામલીલામાં જ પાંચ મિનિટ મળી, તેમાં ભૂદાનયજ્ઞ મારફતે જે રામલીલા ભજવાઈ રહી છે તે સમજાવી હતી. બીજે દિવસે વિદાય થતી વખતે એંગારજી નામના એક ગરીબ ખેડૂતે આવીને પોતાના ગાડામાં બેસવાનો આગ્રહ કર્યો. છેવટે ૨૩ાા વીઘાંમાંથી ૧ાા વીઘું આપ્યું ત્યારે જ એમનો જીવ ટાઢો પડયો. પણ થોડા વખત પછી તો એ જાતે જઈને પોતાનો છઠ્ઠો ભાગ આપી આવ્યા. 'ભૂમિપુત્ર' અને બીજું સાહિત્ય તેઓ રોજ વાંચતા અને નાતીલાઓને પોતાની સીધી સાદી રીતે સમજાવતા, "ભઈ, આ કામ બહુ સારું છે હોં. આપવા જેવું ખરું, હોં." અને એ છેવટના હોંકારામાં એમના દિલની બધી મીઠાશ ઠલવાઈ જતી. એમાંથી દાન-ગંગા વહી. કોઈના એકાદ દિવસ જવાથી કે કોઈના ભાષણથી અંજાઈને નહીં, પણ દર અઠવાડિયે એક એક કરીને ખેડૂતો પલળ્યા. આજ લગીમાં ગામમાંથી બસોથી વધારે દાતા નીકળ્યા છે. એમાંના સવાસોએ જમીન આપી છે. બાકીનાએ સાધન કે સંપત્તિદાન કર્યાં છે.

કાલે વડાવલીમાં વહેંચણી હતી. આઠ માઈલ ચાલીને આવેલો એટલે જે જમીન વહેંચવાની હતી તે જાતે જોવા માટે મને ફરવા દેવાની ગામલોકોની ઇચ્છા નહોતી. પણ મારા આગ્રહને એ ટાળી ન શકયા. જમીન જાતે જોવાથી આસપાસ કોની જમીન છે, કોણ આપી શકે તેવું છે, વગેરે કયાસ બંધાય છે. વળી ગામના મોટા માણસોનું મન વિતરણની ભૂદાન–પ્રક્રિયા માટે કેળવી લેવાનો મોકો પણ તે ગામોમાં મળે છે.

અગાઉ અહીં થોડી જમીન વહેંચાઈ ચૂકી છે. સૌથી પહેલાં એક વાઘરીભાઈને મળેલી જમીન જોવા ગયા. એકાદ એકરનો ટુકડો માગી લીધેલો, "મારા ઘરમાં અમે ત્રણ જણ છીએ હું, મારી મા અને બહેન તો પાંગળી છે. હું એકલો પંડે ખેતી કરું તેવો છું. મારે હળ–બળદ શું કરવા છે? આપણે તો ભઈ, કોદાળી ભલી! મને તો કોદાળી–જોગી જમીન આલો." આ નાનકડા ખેતરને સીંચવા આ નવા ખેડૂતે કૂવો ખોદવા માંડયો. રાત–દહાડો એમાં જ મંડ્યો રહે છે. મેં પૂછયું, "રોટલાની શી જોગવાઈ છે?" એનાવાળી જમીન આપનારા દાતાએ કહ્યું "એક મણ દાણો મેં આલ્યો છે. ખૂટશે ત્યારે બીજોય આલીશ." અહીં બધે જ પાણી ખારાં છે. ગામનું એ મહાદુઃખ છે. પણ આમનાં કૂવામાં મીઠું પાણી નીકળ્યું! મારા મનમાં ચઢ્યું: "યજ્ઞથી વરસાદ થાય ને વરસાદથી અનાજ થાય એમ ગીતામાં કહ્યું છે તે સાવ સાચું."

ભૂદાનમાં મળેલી જમીનો જોઈ તો એકેકથી એકેક ચડે તેવી. કોઈએ દશ વીઘાંમાંથી એક વીઘું આપ્યું હતું, તો કોઈએ તેથીય વધુ. એક જણે કહ્યું, "મેં આ ખેતરનો અડધો ભાગ આપ્યો છે." મેં પૂછયું, "કયો ભાગ?" તો કહે

" પાછેતરનો " " પાછળવાળો કેમ આપ્યો છે ? " સાવ સહજ ભાવે એણે કહ્યું, " એ તરફનો બેચાર આની સારો કહેવાય તેથી. " હું મનમાં ને મનમાં પેલા ટીકાકારોને યાદ કરતો હતો, જે કહે છે કે ભૂદાનમાં તો વીણીવીણીને ખરાબો જ અપાય છે. પણ ત્યાં તો આ દાતાએ એટલી જ સરળતાથી ' ભૂદાનથી જમીનના નાના ટુકડા થશે ' એ ટીકાનો પણ જવાબ આપી દીધો: "એ તરફની જમીન આપવાનું બીજું કારણ એ પણ હતું કે એની પડખેનું એક આખું ખેતર દાનમાં અપાયું હતું. એ બે મળી મોટું ખેતર બનશે."

વડાવલી ગામ મોટું છે. બધાંને ભેગાં થતાં થતાં રાતના નવ વાગી ગયા. એંશી વીઘાં જમીન વહેંચવાની હતી. પ્રાર્થનાથી શરૂઆત થઈ. ભજન પણ અંતરના ઊંડાણમાંથી નીકળ્યું:

" જાગોજી ! જાગોજી મારા આતમરામ ! "

અને ભૂમિવાન, ભૂમિહીન તથા આ યજ્ઞમાં નિમિત્તમાત્ર બનનારા સેવકોના આતમરામ જાણે જાગી ઊઠયા. નક્કી થયું કે દરેક કુટુમ્બને પાંચ પાંચ વીઘાં આપવાં. જમીનની માંગણી કરનારાં સત્તાવીસ કુટુંબો હતાં. જમીન સોળ કુટુંબોને અપાય એટલી. વધુ જમીન મળવાની આશા ઓછી હતી. કારણ કે ઘણાખરા આપી ચૂકયા હતા. જેમને નહોતી આપવી તેમાંના કેટલાંક ગેરહાજર હતાં. કેટલાંકની ગાંઠ પાકી હતી.

ભૂમિહીનોને જમીન મેળવવાની શરતો સમજાવવામાં આવી. બેએક જણ પાસે કમાણીનાં બીજાં સાધનો હતાં. એ લોકો ઊઠીને અલગ થઈ ગયાં. કેટલાંકને ગામલોકોએ યાદ દેવડાવ્યું કે તમારી પાસે પણ કમાવાનાં સાધન છે અરજદારો ચળાતા

ગયા. એક બે જણને કેટલાક ભૂમિહીનોએ ઉઠાડવાની કોશિશ કરી. પણ એક ભૂમિહીન પોતાનો હક્ક બરાબર સમજતો હતો. એણે કહ્યું, " મારે ઊઠવું હશે તો મારી મેળે ઊઠી જઈશ. હું હળ નહીં હાંકી શકું એવું તમારાથી નહીં કહેવાય." હા, એક ડોસો લાંબો વખત સુધી એ વાત સમજ્યો નહોતો કે જમીન એણે પોતાના જ કાંડાંબાવડાંને જોરે ખેડવી પડશે. એની ગણતરી જમીન લઈ ને બીજા પાસે ખેડાવવાની હતી. એક હરિજનભાઈ એનું મન વરતી ગયો. એણે ખૂબ નરમાશથી પૂછયું, " બાપા, તમે જાતે હાથોહાથ ખેડવાની હામ ભીડો છો?" જમીન જાતે જ ખેડવાની છે એ નિયમ વારંવાર સમજાવવામાં આવ્યો હતો, છતાં એ ડોસા તો બાપડા આ હરિજને સીધું એમને પૂછયું ત્યારે જ સમજ્યા

એ ઊઠયા ત્યારે થોડા જણ હસ્યા. પણ તરત પ્રસંગની ગંભીરતા જાળવી લીધી: 'અરે ભાઈ! અત્યાર લગી એ ભાઈ સમજ્યા નહોતા. હવે સમજી ગયા એટલે કોઈનાય કહ્યા વગર જાતે જ ઊઠી ગયાને? એમાં હસવા જેવું શું છે? એમની સચ્ચાઈ માટે માન થવું જોઈએ.'

' હજુય કોઈ જમીન આપવા તૈયાર નહીં થાય કે?' પણ ગાડું એટલેથી અટકયું. સ્વેચ્છાથી ઊઠેલા હરિજનભાઈઓ બેઠેલાને સમજાવવા મંડયા, 'ભાઈ, હઠ ના કરશો. આજે થોડાને આપી. વળતી કાલે, આપણુંનેય ભગવાન આલાવશે. એક માણસ સારું થઈ ને ગામનું નામ ન બોળાવા દેવાય.' પણ હવે કોઈ પલળે તેમ નહોતું. ત્યાં આ ગામના પહેલા દાતા ખેંગારજી ઊભા થયા. એમના પ્રયત્નથી જ ઘણાખરાએ દાન આપેલાં હતાં. ઊઠીને મારી નજીક આવ્યા. મને થયું કે લોકોને અપીલ કરશે. પણ એમણે તો કહ્યું:

'હું થોડી જમીન આપવા માગું છું.'

મેં કહ્યું, 'તમે તો તમારી જમીનનો ખાસ્સો ભાગ આપી ચૂક્યા છો. હવે જરા સંભાળીને બોલજો!'

પણ એમણે તો મને ચૂપ કરી દીધો.

'હું મારી તમામ જમીન આપવા માગું છું.'

'પણ ઘરમાં પૂછવું તો પડેને?'

'પૂછીને જ આવ્યો છું. નારણભાઈ, તમે મને ના રોકશો.'

મારા બધા સાથીદારો મને કહેવા લાગ્યાઃ 'ગામમાં એક નવો ભૂમિહીન ઊભો ના કરશો. આમનું દાન ના લેશો.'

મેં સભાને પૂછ્યું, 'બોલો, શું કરું?'

એક ભાઈ પાછળથી ઊભા થયા. અને બે હાથ જોડી કહેવા લાગ્યા, 'તમારે પગે પડું. આમનું દાન ના લેશો. એમણે વધુ પડતું આલી દીધું છે.'

વાતાવરણમાં સન્નાટો હતો. સઘળાંનાં દિલની વાતને એ ભાઈ વાચા આપતા હતા.

'હવે બીજા કોઈને જમીન આપવી છે કે?'

'અડધું વીઘું મારું લખો.'

'મારું એક વીઘું લખો.'

'પા વીઘું'

'મારુંયે લખો પા વીઘું'

ત્રણ વીઘે પહોચ્યું ત્યાં મેં અટકાવ્યું ને જાહેર કર્યું, 'ખેંગારજીના પ્રેમને હું ઠેલી શકતો નથી. એમની પૂરેપૂરી

## [૨૨] પંચમહાલનો પત્ર

પ્રિય ભાઈ,

૧૪–૨–૫૩ થી ૪–૩–૫૩ સુધી પંચમહાલ જિલ્લામાં ફરવાનું થયું. ઠીક ઠીક જોવા–જાણવાનું મળ્યું. જિલ્લાના ઘણાખરા તાલુકાઓમાં ફરવાનું મળ્યું. મોટા ભાગના કાર્યકર્તાઓની ઓળખાણ થઈ. કેટલાકનો સારો એવો પરિચય થયો. ત્યાંના કોયડાઓનો પણ થોડો ખ્યાલ આવ્યો. વીસ દિવસમાં આનાથી વધુ ઊંડાણમાં પહોંચવું અશકય હતું. રેલ કે જીપમાં ફરવાનું થાત તો ઘણા વધારે માઈલ ફરાત. સભાઓ પણ કદાચ વધારે થાત. 'કદાચ' એટલા માટે લખું છું કે, પદયાત્રામાં પણ અમે રોજની ત્રણ ચાર સભાઓ કરી હતી. મોટરમાં ફર્યો હોત તો એનાથી કેટલી વધારે સભા થાત એ કહી નથી શકતો. પણ મોટરમાં ફરવામાં હૈયા સાથે હૈયું મેળવવાનું બનતું નથી. ચાલતાં જવામાં રસ્તે ચાલતા વટેમાર્ગુઓ સાથે દોસ્તી થઈ જાય. કોઈને ત્યાં પાણી પીવા બેસીએ તો એના ઘરના માણસ બની જવાય. અને જે કાર્યકર્તા આપણી સાથે ફરતા હોય તેની સાથે જે સહ-ચિંતન થાય છે તે તો શિબિરનું જ કામ કરે છે.

આપણો ગૂજરાત દેશભરના સૌથી સંપન્ન પ્રાંતોમાંનો એક છે. બહારના પ્રાંતવાળાઓ તો 'ગુજરાતીઓ' એટલે 'શેઠિયાઓ' એવી જ કલ્પના કરે છે. એમને જે ગુજરાતીઓનો પરિચય થાય છે, તેમાંના મોટા ભાગના તો વેપારીઓ જ ને ? મારવાડી કહે તો આપણને કેવી કલ્પના આવે છે ? બિડલા, ડાલમિયા, જેવા નહિ તોય ઠીક ઠીક કમાનાર અને મખ્ખીચૂસ એવા શેઠિયાઓની

કલ્પના જ આવે છે ને? પણ આપણે જાણીએ છીએ કે અમદાવાદની ઠેલાગાડીઓમાં કેટલાય મણનો બોજો મારવાડી સ્ત્રી-પુરુષો જ ખેંચે છે. મારવાડમાંય કાંઇ દારિદ્રય ઓછું નથી. એમ આપણો ગુજરાત સંપન્ન પ્રાન્ત ભલે કહેવાતો, છતાં આપણે ત્યાં પણ દારિદ્રય ઓછું નથી.

સંપત્તિ છે એ વાત સાચી, પણ સાથે સાથે દારિદ્રય પણ છે. પરિણામે વિષમતા આપણે ત્યાં બીજા પ્રાંતો કરતાં વધારે છે. એ વિષમતા ખાસ કરીને પશ્ચિમ કાંઠાની શહેરી અથવા શહેર તરફ વળેલી પ્રજા અને પૂર્વપટ્ટાની રાનીપરજ વચ્ચે ખાસ દેખાઇ આવે છે. ખેડા કે વડોદરા જિલ્લામાંથી તમે પંચમહાલમાં જાઓ એટલે આ વિષમતા તમને ઊડીને આંખે વળગે. આખા દેશના સૌથી દરિદ્ર લોકો સાથે સરખામણી કરી શકાય એવા લોકો તો ગુજરાતના દરેક જિલ્લામાં વસે છે પણ આખા જિલ્લાની દૃષ્ટિએ જોઇએ તો કદાચ પંચમહાલ જિલ્લો ગુજરાતનો સૌથી વધારે ગરીબ જિલ્લો ગણાય. ત્યાં ગરીબ વસ્તી મોટા પ્રમાણમાં છે, મધ્યમવર્ગ બીજા જિલ્લાઓ કરતાં ઓછો સમૃદ્ધ છે, અને અમદાવાદ ખેડા કે વડોદરામાં છે તેવો ધનિક વર્ગ તો ત્યાં છે જ નહીં. એનાં કારણો બહુ દેખીતાં છે. મૂળઉદ્યોગ ખેતી માટેની જમીનનું પ્રત ઉતરતા પ્રકારનું છે. પ્રાંતના બીજા ભાગના ઔદ્યોગીકરણને લીધે અહીંના નાના ઉદ્યોગો લગભગ ખતમ થઇ ચૂક્યા છે. પણ ઔદ્યોગીકરણનો લાભ લઇને સંપન્ન બનતી વસ્તી અહીં નથી. અહીંનો એક માત્ર કેન્દ્રિત ઉદ્યોગ મેંગેનીઝની ખાણનો. તે તો વાજબી રીતે સરકારના હાથમાં છે. બીજા જિલ્લાઓમાં સમૃદ્ધિ ખેંચી આણનાર કપાસ અને તંબાકુની ખેતી અહીં પ્રમાણમાં ઓછી છે. મિલો નથી અને વિદેશગમન પણ પ્રમાણમાં અહીંના લોકોએ ઓછું કર્યું છે.

'સુથારનું મન બાવળિયે' એ ન્યાયે મારું ધ્યાન અહીંની જમીન ઉપર અને અહીંની શાળાઓ પર પહેલું ગયું. બીજા જિલ્લાઓ જેટલી અહીંની જમીન રસાળ ન કહેવાય. કાળી કપાસની જમીન પ્રમાણમાં બહુ ઓછી. કાલોલ તાલુકાની સારી જમીનમાં પણ રેતીનું પ્રમાણ ઠીક ઠીક છે. પથરાળ, લાલ કે કાળાશ પડતી જમીન. જો કે બિલકુલ ખેતી ન થઇ શકે એવી તો ક્યાંયે નહોતી. પહાડો અને ટેકરાઓ ઉપર પણ ખેતીલાયક જમીન છે. વારંવાર થયેલાં દુષ્કાળ રાહતનાં કામોને લીધે પાણીની સગવડ એકંદરે સારી થઈ ગઈ છે. અસમાન જમીન હોય, ત્યાં ઠેરઠેર તળાવો ખોદાયાં છે. ઓછું ખોદવાથી પાણી મળી જતું હોવાને કારણે કૂવાઓ પણ એકંદરે સામાન્ય સ્થિતિના ખેડૂતોના ખેતરમાં જોવા મળ્યા. ભીલ લોકોના કુટુંબના બધાં સભ્યોએ મળીને પોતાના બાવડાંના બળે જ કૂવો ખોદી લીધો હોય એવા કિસ્સા ગામે ગામ જોવા મળ્યા. અહીંની ખેતીમાં મુખ્ય પ્રશ્ન જમીનના ધોવાણનો, ઢોરની જાત–સુધારનો તેમ જ સારું ખાતર તૈયાર કરવાની તાલીમનો છે.

આપણો પ્રાંત શિક્ષણની દૃષ્ટિએ બીજા ઘણા પ્રાંતો કરતાં આગળ છે. એમ તો જ્યાં પોણા ભાગના લોકો નિરક્ષર હોય ત્યાં કયો આગળ અને કયો પાછળ? પણ તોયે આપણે ત્યાં દક્ષિણ ભારતના એકબે પ્રદેશોને બાદ કરતાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ દેશભરમાં સૌથી વધારે છે. માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ પણ આપણે ત્યાં થોડું વધારે છે. એક મહત્ત્વની બાબતમાં પણ આપણે આગળ છીએ. બાલકેળવણી અંગે આપણો મધ્યમ વર્ગ બીજા પ્રદેશો કરતાં વધુ જાગ્રત છે. એનું શ્રેય સ્વ. ગિજુભાઈ ને છે. બંગાળી અને તામિલને બાદ કરતાં બાળસાહિત્ય આપણે ત્યાં સૌથી ઉત્તમ પ્રસિદ્ધ થયું હશે.

બાપુના આશ્રમો અને તેવી જ બીજી સંસ્થાઓને લીધે રાષ્ટ્રીય કેળવણી પણ આપણે ત્યાં બીજા પ્રાંતો કરતાં વધુ અપાઈ છે. નઈ તાલીમની શાળાના પણ આપણે ત્યાં કેટલાક સુંદર પ્રયોગો થયેલા છે.

આપણી કેળવણીની આ ઊજળી બાજુ છે. પણ એની બીજી બાજુ ભયંકર છે. આપણે ત્યાંનાં મોટા ભાગનાં શાળા–લાયક ઉમ્મરનાં બાળકો આર્થિક મુશ્કેલીને કારણે શાળામાં જઈ શકતાં જ નથી, જે જાય છે તેમને એવી કેળવણી અપાય છે કે એને કોઈ પણ સાચો કેળવણીકાર કેળવણી કહેવા તૈયાર જ ન થાય. પૂર્વ પ્રાથમિક શાળાઓમાં મોટા ભાગની વેપાર કરતી સંસ્થાઓ બની ગઈ છે. પ્રાથમિક શાળાઓમાં એક એક શિક્ષક પાસે બાળકોની સંખ્યા એટલી હોય છે કે એ દરેક બાળક પર વ્યક્તિગત ધ્યાન આપવા ઇચ્છતો હોય તોય ન આપી શકે. મોટે ભાગે એને મોટા ધણને પરાણે વશ રાખતા ભરવાડનો જ પાઠ ભજવવાનો હોય છે. અને બે પાંચ ટકાને બાદ કરતાં કૉલેજના વિદ્યાર્થીઓનું શિક્ષણ થોડાં પાઠ્યપુસ્તકો, નવલકથાઓ અને છબીઘરો પૂરતું મર્યાદિત રહે છે. નીચેથી ઉપર સુધી આખી કેળવણીમાં શરીરશ્રમ કે ઉદ્યોગની તો ગંધ સુદ્ધાં નથી આવતી. વાસ્તવિક જીવન સાથે આપણી કેળવણીએ જાણે કે છૂટાછેડા જ લઈ લીધા છે.

પંચમહાલની કેળવણી પણ એ જ પ્રકારની. પંચમહાલ કેળવણી મંડળ, ભીલ સેવા મંડળ, અને શાળા બોર્ડના પ્રયાસોથી પ્રાથમિક શિક્ષણ સારી પેઠે ઊંડાણનાં ગામડાંઓ સુધી વિસ્તરેલું છે. આ કેળવણીમાં જો શિક્ષકોના ચારિત્ર્યની સુગંધ ભળે તો થોડાં વર્ષોમાં જ બાળકો મોટેરાંઓના માર્ગદર્શક થઈ

પડે. આપણા દેશના નવનિર્માણનો પડઘો આપણી પ્રાથમિક કેળવણી પર પડવો જોઈએ. જે દિવસે ઉત્તમોત્તમ શિક્ષકો પ્રાથમિક કેળવણીને પોતાનું સેવાક્ષેત્ર બનાવશે તે દિવસે દેશની શિકલ ફરી જશે. નવનિર્માણનાં અનેક કપરાં કામો તે દિવસ સહજસાધ્ય બની જશે.

પંચમહાલની કેટલીક આગળ પડતી પ્રાથમિક શાળાઓ જોવાનો અવસર મળ્યો. એમાં ત્રણ વર્ષથી ઉદ્યોગ દાખલ કરવામાં આવ્યો હતો. ત્યાં ઉદ્યોગ તેમ જ બીજા શિક્ષણની હાલત એવી હતી કે ગામના કોઈ પણ માણસને એનાથી ઉદ્યોગ વિષે સૂગ ઉત્પન્ન થાય, તો હું નવાઈ ન ગણું. પ્રાથમિક શાળાનો પાયાનો પ્રશ્ન શિક્ષકમાં નવા પ્રાણ પૂરવાનો છે. જ્યાં સુધી આપણા ઉત્તમ શિક્ષક જાતે પ્રાથમિક શાળામાં કે અધ્યાપન મંદિરમાં નહિ જોડાય, ત્યાં સુધી એ પ્રશ્ન ઊકલવાનો સંભવ નથી.

જિલ્લાનો ત્રીજો કોયડો આરોગ્યનો છે. એમ તો આપણો આખો પ્રાંત જ રોગોની વિપુલતામાં બીજા પ્રાંતો કરતાં કાંઈક આગળ હોય એમ મને લાગે છે. જોકે આ મારો અંદાજ છે. એને અંગે મેં અભ્યાસ નથી કર્યો. પણ અહીં જાતીય રોગોએ મારું ધ્યાન વધારે ખેંચ્યું. તબીબોને પૂછતાં માલૂમ પડયું કે અહીંના ગરીબ વર્ગમાં જાતીય રોગો ખૂબ મોટા પ્રમાણમાં છે. દેવગઢ બારિયાના એક ડૉકટરે તો મને એમ કહ્યું કે એમની પાસે આવતા રોગીઓમાંથી ૮૦% સિફીલીસ કે ગોનોરિયાના દરદીઓ હોય છે. જંગલમાં લાકડાં કપાવવા આવનાર શહેરી કૉન્ટ્રાકટરોની આ દેણ છે, એવું તેમનું અનુમાન હતું. અને એ અનુમાન પાછળ તેમની પાસે કારણો પણ હતાં. કેટલીક વાર તો અમારી સભામાં બેઠેલા લોકોનાં શરીર પર પણ ચાંદીનાં ઘારાં

દેખાતાં હતાં. શિવરાજપુર અને પાણી ખાણના મજૂરોમાં પણ આ રોગો ખૂબ વ્યાપક છે, એમ ત્યાંના સુખાકારી અધિકારીએ જણાવ્યું. ખાણોમાં તો એ મજૂરોને કાંઈક તબીબી રાહત મળી રહે છે. પણ બીજે બધે જાતીય રોગોના નિવારણ અંગે જો વ્યવસ્થિત ઝુંબેશ ઉપાડવામાં આવે તો એ રોગો લગભગ નાબૂદ થઈ શકે એમ મને સુજ્ઞ ડોક્ટરોએ કહ્યું. પણ આવી ઝુંબેશ આપણા દેશમાં ઊપડે છે ખરી ?

આપણા નવનિર્માણનો આ એક ખાસ કાર્યક્રમ બની જવો જોઈએ. શહેરના ડોક્ટરો વર્ષે એક મહિનો કે પંદર દિવસ પોતાના શહેરી ભાઈઓનાં પાપ ધોવાના આ કાર્યક્રમમાં ન આપી શકે ?

પત્ર લાંબો થતો જાય છે. લખું તો ઘણું લખાય એમ છે. પણ ફરી ક્યારેક. પ્રવાસમાં અમારે તો ખરી બાદશાહી હોય છે. રોજ નવે ઘેર જમવાનું, રોજ નવા મકાનમાં રહેવાનું, અને રોજ નવે ખાટલે સૂવાનું. ભલભલા બાદશાહોએ પણ આવી મોજ નહીં માણી હોય! પણ એ તો ગમ્મત થઈ. પ્રવાસનો સૌથી મોટો ફાયદો તો એ કે રોજ નવા લોકો સાથે પરિચય થાય છે, નવા નવા સ્વભાવ જાણવાના મળે છે અને પોતાનો સ્વભાવ તપાસવાની તક મળે છે. અહીંના લગભગ બધા કાર્યકર્તાઓ પ્રવાસ દરમ્યાન સાથે થઈ ગયા હતા. ભૂદાન સમિતિના બન્ને મંત્રીઓ તો સાથે હતા જ. શ્રી જટાશંકર ચાલવામાં ખૂબ ઉત્સાહી છે, અને 'ગીતા પ્રવચનો'ની નકલ વેચવામાં પણ. એમની થેલીમાં ગમે ત્યારે પણ ગીતા પ્રવચનો નીકળે જ. લૂણાવાડાથી છૂટા પડ્યા તે દિવસ એક રમૂજી પ્રસંગ બની ગયો. લૂણાવાડાના કાર્યકર્તાઓને હું સમજાવતો હતો કે, સૌથી પ્રથમ આપણે ત્યાગ કરવો પડશે. મગનભાઈ મને ટેકો આપતા હતા, 'તમે વીઘું જમીન છોડો',

'તમે કેટલા હળ આપશો ?' વગેરે ચાલતું હતું. છેવટે મેં મગનભાઈને પૂછ્યું, 'તમે શું છોડશો ?' મગનભાઈ જરા મૂંઝવણમાં મુકાઈ ગયા, પણ એમણે એ મૂંઝવણ મારી ઉપર કાઢી નાખી, 'તમે મારી સ્થિતિ જાણો છો: તમે કહેશો તે હું છોડીશ.'

મેં કહ્યું, 'હું તો એવું કહીશ કે તમને આકરૂં પડશે.'

'મારી પાસે હશે તો હું ના નહીં કહું.'

'તો તમો ચહા છોડો.'

'અરે આ તો તમે ભારે કરી ! વીસ વીસ વરસથી જિલ્લાના બધા આગેવાનો મારી ચહા છોડાવવા મથ્યા પણ એ ન છૂટી. હવે એ તમે મારી પોતાની પાસે જ છોડાવશો.

પછી થોડી વાર રહીને કહે, 'ચાની જગ્યાએ થોડા દિવસ ગરમ પાણીનો ગોળ પીવાય કે નહિ ?' એમની પાસેથી બે ત્રણ હળના પૈસા લીધા હોત એના કરતાં આ વચન લીધું એ એમને માટે બહુ લાભપ્રદ નીવડશે એમ એમનું કહેવું છે.

આ જિલ્લાના કેટલાક ઠાકોરો સાથે થોડો પરિચય થયો. મેત્રાલના રાજા અને એમના ભાઈઓ સાથે એક આખો દિવસ ગાળ્યો. સારું સંસ્કારી કુટુંબ હતું. ત્રણે ભાઈઓએ મળીને દોઢસો એકર જમીન આપી.

ફરી એકવાર મહીસાગર ઓળંગી, પાંડવોની કથા સાથે સંકળાયેલાં કેટલાંક જંગલોમાંથી પસાર થઈ, લૂણાવાડા તાલુકાના નરોડા ગામની ઉત્તરે આશરે અઢીએક માઈલ પર આવેલા એક ખંડિયેર મંદિરમાં, કેટલુંક જૂનું અને ઉત્તમ પ્રકારનું શિલ્પ સાવ બિસ્માર હાલતમાં પડેલું જોઈ, પાંડરવાડા થઈ અમે સાબરકાંઠા જિલ્લાના સીમાડા પર આવ્યા, ત્યારે છેલ્લા એએક

દિવસથી અમારી સાથે ફરતા એક જમીનમાલિકે થોડી જમીન આપતી વખતે સંકલ્પ કર્યો: 'આજથી હું મારા મજૂરોની સાથે મળીને રોજ સાંજે પ્રાર્થના કરીશ.'

સ્નેહાધીન,
નારાયણ

## [૨૩] કિલ્લો અને બંદૂક

....જિલ્લામાં મારે પ્રવેશ કરવો હતો. પણ ત્યાંથી મારા ત્રણ પત્ર અને એક તારનો કાંઇ જવાબ ન આવ્યો. મારો તો આખા પ્રાન્તમાં ફરવાનો વિચાર હતો તેથી આખો જિલ્લો ટપીને જવાય એમ હતું નહીં. છેવટે મે એ જિલ્લાના લોકોને લખ્યું કે હું ફલાણી તારીખે પહોંચું છું. જે ગામ પહોંચવાનો હતો એ ગામમાં ખબર તો આપવામાં આવી હતી, પણ ત્યાં કોઇ કાર્યકર આવ્યા નહોતા અને મારે આગળ ક્યાં જવાનું છે એની પણ જાણ કરવામાં નહોતી આવી. જિલ્લાના મોટા ભાગનાં ગામોમાં મારે લગભગ દૂરથી મારી સાથે ફરવા આવેલા એક સાથી સાથે જ ફરવાનું થયું. રોજ ઊઠીને હવે આગળ કયે ગામ જવું, ત્યાં કોને મળવું, કોને ત્યાં રહેવું, રસ્તો કોણ બતાવશે, એ પ્રશ્ન પૂછવા પડતા.

ગામ લોકોને મારી દયા આવતી. ઘણીવાર મારી આ હાલત જોઇ અમારા યજમાન સ્થાનિક કાર્યકર્તાઓ પ્રત્યે ઉશ્કેરાઇ

જતા. હું એમને શાંત પાડતો: 'આ કામ હજી જાણીતું નથી થયું ને, એટલે એને વિષે આવી ઉદાસીનતા છે.'

મારા એક સાથીને આટલા જવાબથી સંતોષ નહોતો થતો. એ કહેતો: 'એ લોકો તારા પિતાશ્રીના નામથી તો તને ઓળખે છે ને?' એને શંકા હતી કે ક્યાંક ઇરાદાપૂર્વક ટાઢું પાણી રેડવામાં આવે છે.

એક દિવસ એક સ્પષ્ટભાષી આગેવાનની મુલાકાતે એના સંશયને ટેકો આપ્યો. આગેવાને કહ્યું, 'તમને અહીં આવવા કોણે કહ્યું? અમારા પ્રદેશમાં અમને પૂછ્યા વિના આવવાનો રિવાજ નથી.'

સદ્ભાગ્યે, એ સજ્જન સાથે મારે એવો સારો સંબંધ હતો કે ગમે તેટલી છૂટથી વાતચીત થઇ શકે. મેં એમને પૂછ્યું:

'કેમ?'

'કેમ વળી શું? તેમ ન કરો તો તમે શિસ્તભંગ કર્યો કહેવાશે.'

'શિસ્તભંગ કે વિવેક ભંગ?'

'એમ કહેવું હોય તો એમ કહો.'

'પણ કોઇએ આવતાં પહેલાં પૂછ્યું હોય અને એને જવાબ જ ન મળ્યો હોય તો!'

'તો એણે સમજવાનું કે રજા નથી મળી.'

'પણ કોઈના આવવાથી જિલ્લામાં થોડુંઘણું રાહતનું કામ થયું હોય તો?'

'રાહત આપતાં અમને રોજેરોજના જાણીતા માણસોને આવડે કે તમને અજાણ્યાને? અમારા કામમાં કોઈએ દખલ કરવી નહીં.'

'પણ અમારે દખલ ન કરવી હોય, માત્ર પસાર જ થવું હોય તો?'

'તમારી હાજરી એ જ દખલરૂપ થઈ શકે છે ને!'

આ દલીલ આગળ હું મૂગો બની ગયો. મારો મિત્ર તો આખા વાર્તાલાપ દરમ્યાન કાંઈક ઊંડા વિચારમાં પડી ગયો હતો.

જિલ્લામાં પ્રવેશતાંની સાથે જ અમને ઠીક ઠીક પ્રમાણમાં જમીન મળી. મને એમ હતું કે આનું પરિણામ સારું આવશે. નવી શક્તિ જાગતી જોઈને ઘણીવાર જૂની શક્તિ એની સાથે હાથ મિલાવીને ચાલવાનું પસંદ કરે છે.

થોડા દિવસ પછી એક પત્રિકા જોવા મળી એમાં લખ્યું હતું કે ભૂદાનયજ્ઞની પ્રવૃત્તિ ઉત્તમ છે, આપણા નેતાઓએ એને સારી કહી છે. જમીન અમને જ આપજો. એને અંગે ફરવાની જરૂર પડવી ન જોઈએ. અમારે માગવા આવવાની જરૂર પડે એ આપણા જિલ્લાને શોભે નહીં.

અનેક સ્થળોએ અમને કહેવામાં આવ્યું: 'અમારે જમીન તો આપવી છે, પણ આ પત્રિકા જોઈ? તમારે બદલે અમે એમને જમીન આપીશું.'

મને એની સામે વાંધો નહોતો. હું જાણતો હતો કે મને માગશે એના કરતાં પત્રિકાના કાઢનારાને જમીન વધુ મળવાનો સંભવ છે.

મારો સાથી ચર્ચા કરતો હતો: 'નારાયણ, આ એક પ્રકારની કિલ્લેબંધી છે.'

મેં કહ્યું. 'હં!'

મને વિચારમાં પડેલો જોઈને એણે આગળ ચલાવ્યું: 'શક્તિનું શાસ્ત્ર માણસને કિલ્લા બનાવતાં શીખવે છે. અને કિલ્લો હોય ત્યાં તોપ બંદૂક ગોઠવવા માટેનાં બાકોરાં પણ હોય જ.'

મેં એના રૂપકને આગળ ચલાવી કહ્યું: 'આજના જગતમાં કિલ્લો સંકુચિતતાની નિશાની છે અને બંદૂક ભયની. કિલ્લો બન્યો એટલે બહારથી આવનાર અજાણ્યો મુસાફર પહેલી નજરે તો દુશ્મનનો જાસૂસ જ લાગવાનો, પછી ભલે એ પુરવઠો લાવનાર મોદી હોય.'

એણે વળી નવું રૂપક ઉમેર્યું: 'બંધિયાર હવાના ટેવાયેલાઓને મુક્ત મલયાનિલ પણ ઝંઝાવાત જ લાગવાનો.'

'હવે તારું કાવ્ય રહેવા દે. જો, પેલું ગામ દેખાય.' મેં વાતનો અંત આણ્યો.

ગામમાં શ્રી.......મળી ગયા. તેમણે પોતાની યોજના સમજાવી: 'પત્રિકા તો જોઈ હશે; એ રીતે કરીશું.'

'લોકો જાતે આવીને જમીન આપી જશે એમ તમને લાગે છે ખરું?' મારા મિત્રે પ્રશ્ન કર્યો.

'ના કેમ આપે? ગામદીઠ ઓછામાં ઓછી પાંચ એકર કાળવીશું.'

'એ ઉઘરાવવા સારુ ફરશો ખરા કે?'

'ના; એ તો કહેવામાં આવશે કે અમુક ગામે આટલી જમીન કરી આપવાની છે, એટલે પછી આપ્યા વિના છૂટકો છે!'

'કઈ રીતે?'

'કઈ રીતે વળી શું! અમારી રીતે. કેટલીયે રીતે ગામડાના લોકો અમારી જોડે સંકળાયેલા છે. જરા દાબીએ કે આપ્યા વિના છૂટકો જ ન રહે.'

રાતે સૂતા ત્યારે અમને બંને જણને ઊંઘ નહોતી આવતી. મારો સાથી ધીરેથી બબડયો:

'આ કિલ્લાની બંદૂકો અંદર બહાર બેય બાજુ ગોઠવી શકાય છે.' થોડી વારે એણે પૂછયું: 'શિસ્તને નામે મુક્ત વિચારને કેમ રોકવામાં આવતો હશે!'

મેં કહ્યું: 'એમાં વાંક કિલ્લેબંધીનો છે. આપણે પણ જો કિલ્લેબંધી શરૂ કરીએ, તો આપણે વિષે પણ કોઇ આ જ પ્રશ્ન પૂછે એવી પરિસ્થિતિ ઊભી થઇ શકે ખરી.'

## [ ૨૪ ] માસ્તરના દાખલા

માસ્તરનો પહેલાંનો સંકોચ હવે ચાલ્યો ગયો છે. તેઓ બોલવા લાગ્યા છે. આજે, તેઓ શાળા-નિરીક્ષક
૧૬-૨-૫૩ હતા ત્યારના, કેટલાક અનુભવો તેમણે કહ્યા. એ નોંધવાલાયક છે. એમ તો યાત્રામાં થયેલી બધી જ

વાતો કંઈક કંઈક નવો રસ જગાડે એવી હોય છે, પણ માસ્તરની વાતની ખૂબી એ હતી કે, તેઓ પોતાના જીવનના પ્રસંગો જ કહેતા હતા, છતાં બીજા લોકોની માફક એમની વાતોનો નાયક પહેલો પુરુષ એક વચન નહોતો. કશાયં આયાસ વિના કહેવામાં આવેલી એ વાતમાં સહજ રીતે જ નાયક આ પ્રદેશના ભીલો થઈ જતા.

—આખું ગામ શાળા સ્થાપવા તૈયાર હતું, પણ વર્ગો બેસાડવા સારુ ઘર ન મળે, ત્યાં સુધી શાળા થાય શી રીતે ? ગામ આખું છૂટી છવાઈ છાપરીઓનું. દરેક છાપરીમા પૂરતાં લોકો રહે. મેં કહ્યું: 'અહીં નિહાલ બનવી તો જોઈએ જ. મકાન નથી તો કંઈ નહીં, મહુડાં તલે ભરીશું.' પેલા કહે 'ની, ની; તો તો અમારી લાજ જાય. બધે નિહાલ ઘરમા બેહે ને અમારી જ નિહાલ મહુડાં તલે ?'

—તો શું કરીએ ?

—કલાક દોઢ કલાક વીતી ગયો. પણ કોઈ નિર્ણય લઇ શકાયો નહીં. મેં પાછા જવાનો વિચાર કર્યો. હું ઊઠયો ત્યારે બધા ભીલો મારી તરફ વીલે મોંઢે જોઈ રહ્યા. એક ડોસો મારી સાથે ઊભો થયો. એણે કહ્યું, 'દાદા ચાલ મારી હાથે.'

—ગામ લોક બધા હતા ત્યાંના ત્યાં જ બેસી રહ્યા. હું પેલા ડોસા પાછળ ચાલ્યો. એનું ઘર સભાની જગાથી બહુ દૂર નહોતું. ઘરમાં એકલી ડોશી બેઠી હતી. એને જોઈને ડોસાએ કહ્યું: 'હર્મણાં ને હમણાં ઘર ખાલી કર અને જા દીકરાને ઘેર.' દીકરો મોટો થઈને પરણ્યો એટલે એણે જુદું માંડયું હતું. ડોશી કંઈ પણ આનાકાની કર્યા વિના દીકરાને ઘેર ગઈ. ઘરમાં ખસેડવા જેવો સરસામાન તો કાંઈ હતો જ નહીં.

—ડોસાએ બે માગણી કરી. એક તો નિશાળ બીજે દિવસે શરૂ કરવાની અને બીજી રાતે એ ઘરને ઓટલે સૂઈ રહેવાની. એને એમ હતું કે આજ ને આજ શાળા શરૂ થશે. એટલે એ માગણી કરતો હતો કે નિહાલ કાલે શરૂ કરજે, આજે ઘરને લીંપીગૂંપીને ચોખ્ખું કરી નાખું. રાતે સૂવા અંગે તો એણે એટલું જ કહ્યું: 'કે છોરો મોટો છે એટલે અમે બે ડોહાં અહીં ઓટલે સૂઈ રહીશું. અને તારી નિહાલનો સામાન પણ હચવાહે.':

માસ્તરનું મોં એમની સાચી વાર્તાના નાયકની પ્રશંસામાં મરક મરક થતું હતું. વર્ષો પહેલાના એ દિવસો માસ્તરે જાણે કે કાલે જ જોયા હોય એમ યાદ કરતા હતા. મેં પૂછ્યું, 'પણ આ ભીલો મારકાપ અને લૂંટફાટ પણ કરે ખરાને?'

ઊંઘમાંથી જાગતા હોય તેમ મગનકાકાએ કહ્યું: 'હા, લૂંટ તો કરેય ખરા.'

'તમે કોઈ વાર લૂંટાયેલા ખરા કે?'

'લૂંટાયેલો તો નહીં પણ એકવાર લૂંટાતો બચેલો ખરો.'

'એ શી રીતે?'

—નવા ગામ નામનું એક ગામ હતું. ત્યાં મારે અંધારું થઈ ગયું. આગલે ગામ જવું હતું. મુખીને મેં કહ્યું કે કોઈને વાટ બતાવવા મોકલ. મુખી સારી પેઠે પીધેલો. એ કહે હું જ મૂકવા આવું. એની આંખો જોઈ ને મને એની ઉપર ભરોસો નહોતો બેસતો. મેં કહ્યું તું નહીં, કોઈ બીજાને મોકલ. પણ પેલાએ તો હઠ લીધી, ના હું જ તારી સાથે આવું. એના ઈરાદા અંગે મને શંકા નહોતી ગઈ. પણ એ પીધેલો

હતો. જરૂર પડે તો એ શું રક્ષણ કરી શકવાનો હતો, એટલી જ મારા મનમાં શંકા હતી. પણ એની હઠ આગળ મારું કાંઈ ચાલી શકે એમ નહોતું. અમે નીકળ્યા. વચ્ચે એક વડ આવ્યો. એની નીચેથી પસાર થતાં એ કહે, 'આ વડ તળે બે દિવસ પર થોડા માણસો લૂંટાયેલા એટલે મને થયું કે મારે જ તારી સાથે રહેવું જોઈએ. હું તો આસપાસના બધા ગામવાળાને ઓળખું એટલે હું સાથે હોઉં તો તને કોઈ ભો નહીં. બાકી મારા ગામની સીમમાં તું લૂંટાય તો તો મારી આબરૂ જાય'

માસ્તરનો પ્રસંગ પૂરો થયેલો લાગ્યો એટલે મેં કહ્યું: 'એમાં તમે લૂંટાતાં બચ્યા ક્યાં કહેવાવ? કોઈ લૂંટવા આવ્યું જ નહોતું.'

'તે ખરું, પણ એ તો એ સાથે ન હોત તો હું લૂંટાત કે નહીં એ કહી શકાય એવું નહોતું. જે હોય તે. પેલા માણસની કાળજી કેટલી હતી એની તરફ મેં તમારું ધ્યાન ખેંચ્યું. લૂંટની જ વાત જોઈએ છે તો લો આ—

—ખંગેલાથી પાછા આવતાં સાવ એકલો હતો. પગદંડી જ હતી. મને મનમાં જરા સાતપાંચ થતી હતી. એટલામાં એક બાજુથી એક ભીલ ભાલો લઈને દોડતો દોડતો આવી મારી પાછળ ચાલવા લાગ્યો. મેં જરા હિમ્મત કરી પૂછ્યું, 'કેમ અલ્યા! અત્યારને પહોર ક્યાં ઊપડ્યો?' પેલો જરા હસ્યો: 'તું જાય ત્યાં.' એના જવાબથી હું જરા મૂંઝાયો. ઈશ્વરનું સ્મરણ કરી મેં ચાલ્યે રાખ્યું. રસ્તો જરા વાંકોચૂંકો આવવા લાગ્યો, મને રસ્તાનો પરિચય હતો. વચ્ચે એક વાંધું આવતું હતું, એ જગા જરા ધાસ્તીભરેલી હતી. અંધારામાં જ સ્હેજ

ઝબકારો થયો. બે તીરકામઠાંવાળા ભીલ બીડી પીતા હતા. મને ખાતરી થઈ કે આજે તો હું લૂંટાવાનો. છેલ્લા ઉપાય તરીકે મેં પાછા ફરી જરા કડક અવાજે પેલા ભીલને કહ્યું, 'પેલા લોકો ભેગો તું થવાનો હોય તો અહીંથી જ પાછો જા.'

—મારા મનનો ડર ભીલ સમજી ગયો. એણે કહ્યું, 'દાદા, પેલા લોકો પારકા ગામના છે. એ બે છે, પણ હું એકલો પહોંચી વળું એમ છું. તને એકલો જોઈને જ હું દોડીને તારી સાથે થયો છું.' મારા લથડતા પગમાં જરા હિમ્મત આવી, જો કે શંકા તો મનમાં હતી જ. પણ હું જાણતો હતો કે આ ભીલ બીજું બધું કરે, પણ જૂઠું કદી ના બોલે. પેલા બે જણ બેઠા હતા ત્યાં જ બેઠા રહ્યા. મેં એમને પૂછ્યું, 'કેમ અલ્યા, અહીં બેઠા છો?'

—એમણે કહ્યું, 'કોઈ એકલદોકલ જતો હોય તો એને લૂંટવા.'

....એમની આંખો મારી સાથે આવેલા ભીલ તરફ મંડાયેલી હતી. જાણે એણે એમનો શિકાર છીનવી લીધો હોય તેમ. મને તો એમણે લૂંટવાને યોગ્ય જ ગણ્યો હશે. પણ છતાં એમની વાતમાં જેટલી સચ્ચાઈ હતી એટલી જ સરળતા.

માસ્તરની પ્રીતભરેલી દષ્ટિ જોઈ મેં માથું નમાવ્યું. તોય તેમને કસી જોતો હોઉં તેમ કહ્યુ: 'અને જેટલી સરળતા હતી, એટલી જ ક્રૂરતા.'

માસ્તર મારી તરફ અવિશ્વાસની નજરે જોઈ રહ્યા. એમની આંખો મને પૂછતી હતી: 'તમે આવો સવાલ પૂછયો?' મારા પ્રશ્નનો જવાબ તેઓ ગળી ગયા. એમણે વાત આગળ ચલાવી:

—મેં પેલાને પૂછ્યું, 'તમને લૂંટફાટ કરતાં શરમ નથી આવતી?'

—ભીલોએ કહ્યુ, 'ભૂખ્યા છીએ!' મેં એમને એક રૂપિયો આપ્યો. ભીલો એ લઈ ને હરખાતા હરખાતા ઘેર ગયા.

—બે દિવસ સુધી એમને લૂંટવા માટે વાંઘા પર આવીને બેસવાની જરૂર ન રહી.

'અને પેલો ભીલ, જે તમારી સાથે આવ્યો હતો તે?'

—તે પાછો ગયો મેં એને પૂછ્યું કે 'તું ક્યાંથી આવી ચડયો?' ત્યારે કહે કે 'તને મેં ફરીથી જોયો. તને હું ઓળખું. તું તો અમારાં છોકરાં સુધારે છે.'

અમે ચૂપચાપ ચાલતા હતા. અમારા ત્રીજા સાથી જે અત્યાર સુધી ચૂપચાપ ચાલતા હતા, તેમને અત્યારે વાચા ફૂટી. 'ધૃષ્ટતા માફ કરજો, પણ એક સવાલ પૂછું?'

મેં કહ્યું, 'આપણી ટુકડી તો દોસ્તોની છે, ત્યાં પ્રશ્ન પૂછવામાં વળી ધૃષ્ટતા શું અને માફી શું?'

'હમણાં તમે બંને જણ શું વિચાર કરી રહ્યા હતા?'

મેં કહ્યું: 'હું તો એટલું જ વિચારી રહ્યો હતો કે કોણ કહે છે કે આ ભીલોને કેળવણી નથી જોઈતી?'

'અને માસ્તર, તમે?'

'ત્યારે એક રૂપિયો આપ્યો તેથી બે દિવસની લૂંટ બચી. આજે જે જમીન આપે છે તે કેટલા જણની કેટલા દિવસની લૂંટ અટકાવે છે?'

મેં હસતાં હસતાં કહ્યું: 'માસ્તર તમે તો ગણિતના દાખલા જ કરવાના!'

## [ ૨૫ ] સાબરકાંઠે

પ્રિય ઉ. ભાઈ,

તમારા સાબરકાંઠા જિલ્લાની મારી પહેલી પદયાત્રા ઠીક ઠીક કષ્ટદાયક ગઈ. એનું પ્રથમ કારણ તો શારીરિક મુશ્કેલી. પગે ખૂબ મોટા ચીરા પડ્યા હતા. એમાં વળી રેતીમાં રોજ પંદર માઈલ કે તેથી વધુ ચાલવાનું. ઉપરાંત ગળામાં ઝીણી ફોલ્લીઓ પડી હતી. એને લીધે બોલતાં ભારે ત્રાસ પડતો હતો. મોટા ભાગની યાત્રામાં શ્રી કનુ રાવળ શિવાય કોઈ સાથી નહોતું. તમારા જિલ્લામાં જાગૃતિ લાવનાર સૌથી પહેલા કાર્યકર્તાઓ પૈકી એ એક ખરાને ? એમણે કાંઈક કારણસર પહેલાં કૉંગ્રેસ અને પછી સમાજવાદી પક્ષ છોડયો. એ કારણોમાં અહીં નથી ઊતરતો. તમને તો એટલું જ જણાવી દઉં કે મારી ઉપર એમણે કેવળ પ્રેમ વરસાવ્યો છે. એમણે મારી જેટલી અંગત કાળજી લીધી એટલી મારા પ્રવાસ દરમ્યાન ભાગ્યે જ કોઈએ લીધી હશે. ભાગ્યે જ કયાંય રસ્તો બતાવનાર કોઈ સાથે હતું. ભાગ્યે જ કોઈ ઠેકાણે સભા ભરવાની સ્થાનિક કાર્યકર્તાની તૈયારી હતી. છતાં ભાગ્યે જ કોઈ જગ્યા સભા વિનાની ગઈ અને ભાગ્યે જ કોઈ ગામ એવું ગયું કે જ્યાંથી દાન ન મળ્યું હોય.

માલપુર–મગોડીનાં બોરડીનાં ઝાંખરાં અને બાયડ–હિમ્મતનગર–મોડાસાના રેતાળ પ્રદેશોમાં ફર્યો ત્યાં સુધી તો મને એમ જ હતું કે અહીં કાંટા અને રેતીમાંથી જ સૌંદર્ય શોધવાનું હશે. પણ જ્યારે સાબર, હાથમતી, હરણાવ, માઝૂમ વગેરે

નદીઓના કાંઠા જોયા ત્યારે મને સમજાયું કે બાહ્ય દુર્જનતાની પાછળ જેમ મનુષ્યના હૃદયના અંતસ્તલમાં સજ્જનતાનું ઝરણું અખંડ વહેતું હોય છે, તેમ અહીં પણ શુષ્કતાની પાછળ હરિયાળી છુપાયેલી છે.

કેટલાક મજાના પ્રસંગો થયા. સાતરડા ગામની સભા સારી થઈ, પરંતુ દાનની જાહેરાત થતી નહોતી. સાથે આવેલા કાર્યકર્તાઓ જેમને ઓળખતા હતા એમને દાન કરવાનો આગ્રહ કરતા હતા, પણ કોઈ મચક આપતું નહોતું. એટલામાં એક જણે ઊઠીને ત્યાંથી ચાલવા માંડયું. મને થયું કે એક ઊઠયા એટલે મોકો જોઈ હવે એની પાછળ બીજા ઊઠશે અને સભા પૂરી વિખેરાઈ જશે. પણ પહેલો ઊઠનાર માણસ ઓશરી ઊતરીને બોલ્યો : ' મારી દોઢ વીઘું જમીન નોંધી લો એટલે છૂટયા ! જે ઓછી થાય એ સાચી. ' દાનપત્રો ભરવા એમને બેસાડવા તો પડયા, પણ એમને સભામાં બેસીને બીજા કોણ કેટલું દાન કરે છે એ જોવાની મુદ્દલ ઇચ્છા નહોતી. એ તો ચાલવા માંડતા હતા. પછી તો ગામના સુથારભાઈઓએ ઘણાં હળ બનાવી આપવાનો સંકલ્પ કર્યો.

તમારે ત્યાંના સૌથી વધુ ગ્રાહકસંખ્યા હોવાનો દાવો ધરાવનાર એક છાપાના તંત્રીએ પોતાના સામાન્ય જ્ઞાનની ખૂબ રમૂજભરેલી વાનગી પૂરી પાડી. ભાગ્યે જ કોઈ એવો વિષય હશે કે જેને વિષે એમણે અભ્યાસ નહીં કર્યો હોય, જેને વિષે એમનો નિશ્ચિત અભિપ્રાય નહીં હોય. એમના કેટલાક ઉદ્‌ગારો જરા પણ ફેરફાર વિના ટાંકું છું.

—કિશોરલાલભાઈએ ' નીતિનાશને માર્ગે '[1]માં હિન્દુ ધર્મ

૧ ગાંધીજીની જાતીયજીવન વિશેની પ્રસિદ્ધ પુસ્તિકા.

અંગે મૌલિક વિચારો રજૂ કર્યા છે!

—'Why Socialism ?' નામની ચોપડી એક અંગ્રેજે ૧૯૧૦ની સાલમાં લખેલી. મેં તે વાંચી છે. બહુ સરસ છે.

—'હિમાલયના પ્રવાસો'માં જેલના અનુભવોની સારી રજૂઆત થઇ ગણાય. ચોપડીઓ મારે એટલો વાંચવાની હોય છે કે બધાં લેખકોનાં નામ તો યાદ રહેતાં નથી.!!

—કાર્લ માકર્સ ? હા, એની ત્રણ ચાર ચોપડીઓ મેં મૂળ અંગ્રેજીમાં જ વાંચેલી. એની વાતો મને બહુ જ ગમી. મરણ પછીનું બારમું તેરમું કરીને સંપત્તિ ઓછી કરવાની એણે સરસ હિમાયત કરી છે!!!

એમની વાતચીતમાં સંસ્કૃતના શબ્દો અવારનવાર આવતા. અલબત્ત એનું ઉચ્ચારણ અને અર્થ તો મૌલિક જ હોય. મેં એમને પૂછ્યું, 'માનસશાસ્ત્ર અંગે કાંઇ વાંચેલું કે ?'

એમણે કહ્યું, 'તર્કશાસ્ત્ર ? હા, પાણિનીની ચોપડીઓ એની ઉપર ઠીક પ્રકાશ પાડે એવી ગણાય.'

મને જાણવા મળ્યું કે એમનું સાપ્તાહિક આર્થિક રીતે સદ્ધર છે. આપણી ભાષાઓનાં ઉત્તમોત્તમ સામયિકો માટે પગભર થવું મુશ્કેલ હોય છે, ત્યારે આમને કાંઇ આર્થિક મુશ્કેલી નડતી નથી. મૂડીવાદી સમાજમાં છાપાંની સફળતા માટે બુદ્ધિ કે સામાન્ય જ્ઞાનની જરૂર નથી હોતી, શબ્દવ્યૂહોની જાહેર ખબરો જ એને માટે પૂરતી હોય છે.

મારે કબૂલ કરવું જોઇએ કે એક બે પ્રસંગોએ હું આકળો

થઇ ગયો હતો. એક કંપામાં અમારે માટેની તૈયારી બધી રસોડાના ક્ષેત્રમાં જ કરવામાં આવી હતી. જમતી વખતે મને તો અમારું પેલું સૂત્ર જ યાદ આવતું હતું: 'જિસ દિન ભોજન અચ્છા મિલતા હૈ ઉસ દિન દાન કમ મિલતા હૈ.' સભાની ગોઠવણી નહોતી થઇ શકી. મેં ખાટલે બેઠા બેઠા વાતચીત શરૂ કરી. એમાં બે સમીકરણના દાખલા સમજાયા.

સાબરકાંઠાના મોટા ભાગના કંપાઓની માફક આ જમીન પણ ત્રીસ વરસ પહેલાં જંગલ જ હતી. ચરોતરના પાટીદારોએ એને પાણીને મૂલે ખરીદી, એની ઉપર પાણીની માફક પૈસા વેર્યા. એમનું સાહસ, એમની મૂડી અને મજૂરોનો પરસેવો એકઠો થઇને આ જમીન સોનાના મૂલની બની. જ્યારથી ખેડૂત આવ્યો હતો ત્યારથી પેલો મજૂર પણ અહીં આવીને રહ્યો છે. એકનો બંગલો અને બીજાની છાપરી સાથે સાથે જ હતાં.

હિસાબ કરતાં જણાયું કે 'ખેડૂત' પોતાના રેડિયો પાછળ જેટલું ખરચ કરે છે, એટલું મજૂર પોતાના દીકરા પાછળ નથી કરી શકતો. અને ખેડૂતના ઘરના ફ્લશ સિસ્ટમના પાયખાના પાછળ જેટલું ખરચ થયું હતું એટલું જ મજૂરની આખી છાપરી બાંધવામાં થયું હતું.

દાનની વાત ટાળવામાં આવતી હતી. 'અમારા માણસો ગેરહાજર છે' વગેરે નિત્યની દલીલો સાંભળી અમારા એક સાથીએ નમ્રતાપૂર્વક કહ્યું, 'તમારી મુશ્કેલી તો સમજ્યા, પણ કાંઈ ઉકેલ તો કરવો પડશે ને?' આ પ્રસંગે હું બોલી ઊઠયો: 'પગપાળા આવનારનો એક ધક્કો આમને માટે પૂરતો ન થયો. એમને જીપમાં આવનારનો ધક્કો જોઈશે.' તરત જ બે ભાઈઓએ જમીન નોંધાવી. પણ મેં એ બે ભાઈની જમીનની સામે મારું પદયાત્રાનું પુણ્ય ક્ષીણ કર્યું.

બીજો પ્રસંગ એક કાર્યકર્તા સાથેનો હતો. એમને આગલે ગામ આવવું નહોતું. અમે બહુ વિનવ્યા પણ એમણે ન માન્યું. 'તમને તમારા તાલુકાનાં ગામો સાથે સંપર્ક રાખવાની આવી તક મળે છે, છતાં તમે તેને ટાળો છો એ દુ:ખની વાત છે,' મેં કહ્યું.

એમણે કહ્યું, 'મારા નોકરનો બાપ ગુજરી ગયો છે—'

મેં વચમાં જ કહ્યું; 'મારા પણ બાપ ગુજરી ગયા છે.'

આ અણધારી સરખામણીએ તો એમને મૂંઝવી દીધા. પણ છતાં તેઓ ડગ્યા નહિ. 'મારો નોકર ઘેર રહેવાનો છે અને મારી પાસે વધારાનો કોઈ માણસ નથી.'

'અહીં તો હું જ એક વધારાનો માણસ છું,' એવું વેણ મારા હોઠ સુધી આવીને અટકી ગયું.

આગલે ગામ ગયા ત્યારે ખબર પડી કે પેલા કાર્યકર્તા એ ગામે ન આવે તેનું કારણ હતું. એ ગામની એમની સામે કંઈક ફરીયાદ હતી અને એનો જવાબ આપવાની એમની તૈયારી નહોતી. એમનું તો જે થવાનું હશે તે થશે, પણ મેં કયે આધારે એમની આગળ આટલી તાણતાણી કરી—વગર ઓળખાણ પિછાણે? લોકો આગળ જે વાત લઈને જવું અઘરું પડે છે એવી વાત લઈ જવા સારુ હું એમની સાથે આવા અધિકારથી વાતો કરતો હતો. પણ એ સ્વીકારું છું કે આ બધા પાછળથી જન્મેલા વિચાર (after-thoughts) હતા. તે ઘડીએ તો મારી વાતમાં આગ્રહ અને તીવ્રતા જ હતાં.

એક સભામાં એક અર્ધક્રમ આવ્યો હતો. (અમારાથી ગાંડા માણસ ઠીકઠીક આકર્ષાતા લાગે છે! કેટલીક વાર તો દિવસોના

થઇ ગયો હતો. એક કંપામાં અમારે માટેની તૈયારી બધી રસોડાના ક્ષેત્રમાં જ કરવામાં આવી હતી. જમતી વખતે મને તો અમારું પેલું સૂત્ર જ યાદ આવતું હતું: 'જિસ દિન ભોજન અચ્છા મિલતા હૈ ઉસ દિન દાન કમ મિલતા હૈ.' સભાની ગોઠવણી નહોતી થઇ શકી. મેં ખાટલે બેઠા બેઠા વાતચીત શરૂ કરી. એમાં બે સમીકરણના દાખલા સમજાયા.

સાબરકાંઠાના મોટા ભાગના કંપાઓની માફક આ જમીન પણ ત્રીસ વરસ પહેલાં જંગલ જ હતી. ચરોતરના પાટીદારોએ એને પાણીને મૂલે ખરીદી, એની ઉપર પાણીની માફક પૈસા વેર્યા. એમનું સાહસ, એમની મૂડી અને મજૂરોનો પરસેવો એકઠો થઇને આ જમીન સોનાના મૂલની બની. જ્યારથી ખેડૂત આવ્યો હતો ત્યારથી પેલો મજૂર પણ અહીં આવીને રહ્યો છે. એકનો બંગલો અને બીજાની છાપરી સાથે સાથે જ હતાં.

હિસાબ કરતાં જણાયું કે 'ખેડૂત' પોતાના રેડિયો પાછળ જેટલું ખરચ કરે છે, એટલું મજૂર પોતાના દીકરા પાછળ નથી કરી શકતો. અને ખેડૂતના ઘરના ફ્લશ સિસ્ટમના પાયખાના પાછળ જેટલું ખરચ થયું હતું એટલું જ મજૂરની આખી છાપરી બાંધવામાં થયું હતું.

દાનની વાત ટાળવામાં આવતી હતી. 'અમારા માણસો ગેરહાજર છે' વગેરે નિત્યની દલીલો સાંભળી અમારા એક સાથીએ નમ્રતાપૂર્વક કહ્યું, 'તમારી મુશ્કેલી તો સમજ્યા, પણ કાંઈ ઉકેલ તો કરવો પડશે ને?' આ પ્રસંગે હું બોલી ઊઠયો: 'પગપાળા આવનારનો એક ધક્કો આમને માટે પૂરતો ન થયો. એમને જીપમાં આવનારનો ધક્કો જોઈશે.' તરત જ બે ભાઈઓએ જમીન નોંધાવી. પણ મેં એ બે ભાઈની જમીનની સામે મારું પદયાત્રાનું પુણ્ય ક્ષીણ કર્યું.

બીજો પ્રસંગ એક કાર્યકર્તા સાથેનો હતો. એમને આગલે ગામ આવવું નહોતું. અમે બહુ વિનવ્યા પણ એમણે ન માન્યું. 'તમને તમારા તાલુકાનાં ગામો સાથે સંપર્ક રાખવાની આવી તક મળે છે, છતાં તમે તેને ટાળો છો એ દુ:ખની વાત છે,' મેં કહ્યું.'

એમણે કહ્યું, 'મારા નોકરનો બાપ ગુજરી ગયો છે—'

મેં વચમાં જ કહ્યું; 'મારા પણ બાપ ગુજરી ગયા છે.'

આ અણધારી સરખામણીએ તો એમને મૂંઝવી દીધા. પણ છતાં તેઓ ડગ્યા નહિ. 'મારો નોકર ઘેર રહેવાનો છે અને મારી પાસે વધારાનો કોઈ માણસ નથી.'

'અહીં તો હું જ એક વધારાનો માણસ છું,' એવું વેણ મારા હોઠ સુધી આવીને અટકી ગયું.

આગલે ગામ ગયા ત્યારે ખબર પડી કે પેલા કાર્યકર્તા એ ગામે ન આવે તેનું કારણ હતું. એ ગામની એમની સામે કંઈક ફરીયાદ હતી અને એનો જવાબ આપવાની એમની તૈયારી નહોતી. એમનું તો જે થવાનું હશે તે થશે, પણ મેં કયે આધારે એમની આગળ આટલી તાણતાણી કરી—વગર ઓળખાણ પિછાણે? લોકો આગળ જે વાત લઈને જવું અઘરું પડે છે એવી વાત લઈ જવા સારૂ હું એમની સાથે આવા અધિકારથી વાતો કરતો હતો. પણ એ સ્વીકારું છું કે આ બધા પાછળથી જન્મેલા વિચાર (after-thoughts) હતા. તે ઘડીએ તો મારી વાતમાં આગ્રહ અને તીવ્રતા જ હતાં

એક સભામાં એક અર્ધચક્રમ અ.બો હતો. (અમારાથી ગાંડા માણસ ઠીકઠીક આકર્ષાતા લાગે છે! કેટલીક વાર તો દિવસોના

દિવસો સુધી કોઇક ને કોઇક ગાંડો અમને નજરે ચડયા વિના ન રહેતો!) પણ આ જરા જુદી જાતના હતા. તિલક કરેલું હતું. વાતચીત બધી આધ્યાત્મિક કરતા, પણ સ્હેજ ખસી ગયેલું. ગાંધી-વિનોબા અંગે કહે: 'દુનિયા આખી એમને મહાત્મા કહે છે, પણ હું 'પ્રાણનાથ પતિ' કહું છું. એ દુનિયાના પ્રાણનાથ હતા.... ... શરીર બદલાયું છે. પણ ખોળિયું બદલીને ફરી આવ્યા છે.' એવી કાંઇક વાગ્ધારા એમની ચાલતી હતી. ભાષણ દરમ્યાન એક બે વાર એમણે બોલવા પ્રયત્ન કરી જોયેલો, પણ બીજાઓએ એમને અટકાવી દીધા હતા. સભા પછી એમણે અભિપ્રાય ઉચ્ચાર્યો.

'આમણે જે આખ્યાન કર્યું તે એમના પોતાના ઉદ્ધાર માટે જ કર્યું. ગામે એમની વાત સાંભળીને કાંઇક કર્યું હોત તો ગામનો ઉદ્ધાર થાત. હવે એમનો એકલાનો થશે.'

આગ્રહની વાત મેં તમને જણાવી, પણ એ હમેશાં એક-પક્ષી નથી હોતી. યજમાન તરફથી અતિથિને પણ ઘણીવાર મૂંઝવી નાખે એવો આગ્રહ થાય છે. જમવાનો ખૂબ આગ્રહ થતો હોય છે ત્યારે તો ઘણીવાર હું કહું છું કે 'આવો આગ્રહ દાન આપવામાં કરજો!' હાથરોલમાં દાન આપવામાં પણ લગભગ એવો જ આગ્રહ થયો. મુખીએ પોતે જમીન આપી. ગામલોકો પાસે આગ્રહ કરાવીને અપાવી. એમના આગ્રહની રીત આવી હતી: 'આપ, આપ, નહીં ખૂટી જાય. ખૂટશે તો મારામાંથી તું એટલી લેજે, પણ આપ.'

અમારી ભૂમિદાન સમિતિના પ્રમુખનો આગ્રહ એ તો કાંઇ પારકાનો આગ્રહ ન કહેવાય, નહિ? પણ દાન આપવા બાબતનો એમનો આગ્રહ પણ આશ્ચર્ય પમાડે એવો છે. જિલ્લાના સૌથી મોટા જમીનમાલિક પૈકી તેઓ એક છે. અહીંના કંપાઓ શરૂ કરાવનાર તેઓ જ. મને કહેતા હતા: 'જેટલી ઝડપથી

જમીનો મેળવી, એટલી જ ઝડપથી હવે આપવી છે. એટલું તો નકકી જ કર્યું છે કે જિલ્લામાં જેટલી વાર ભૂદાન–યાત્રાઓ થશે એટલીવાર હું કાંઈક આપીશ.'

છઠ્ઠા ભાગ કરતાં વધારે જમીન તો આપી ચૂકયા છે. આ વખતે કમાણીનો દશમો ભાગ સંપત્તિદાનમાં આપવાનું નકકી કર્યું.

હિંમતનગરથી હાપા જતાં, કાટવાડ આગળ હાથમતીના ધોધમાં ખૂબ નહાયા. આખા જિલ્લાના પ્રવાસનો થાક ઉતારવા આ એક દિવસનું સ્નાન પૂરતું હતું. તમે તો ધોધ જોયો હશે–જો કે ઘણીવાર એમ બને છે કે આપણી નજીકની વસ્તુઓ કે જગાઓ બહારના આવીને વખાણી જાય, પછી જ આપણને જોવાનું મન થતું હોય છે. આ ખરેખર જ વખાણવાલાયક જગા છે. લાલ પથ્થરના ખડકોમાંથી હાથમતી નદી પડે છે. એક ધારા બે ભૂસકે નીચે પહોંચે છે અને બીજી સીધી જ કૂદી પડે છે. ત્રણ બાજુના ખડકો વચ્ચે એક સુંદર ઊંડું સરોવર પણ થાય છે. મને લાગે છે કે આ જગાની ગણતરી ગૂજરાતનાં સૌથી વધુ રમણીય દશ્યોમાં સહેજે થઈ શકે. પત્ર લખજો,

નારાયણ.

## [ ૨૬ ] વરઘોડો

દિવસ દરમ્યાન અમે લગભગ અગિયારેક કલાક ચાલ્યા હતા. અંતર તો માત્ર અઢાર કે ઓગણીસ માઈલ હશે, પણ

એક સાથી પગે જખમી થયો હતો એટલે એની સાથે ધીરે ધીરે ચાલ્યા. પગપાળા ફરવામાં ગાડી ચૂકવાનો ભય નથી હોતો! અહીં તો कालो ह्ययं निरवधिः विपुला च पृथ्वी।

પણ આપણી સામાન્ય ગતિ કરતાં ધીરે ચાલવાથી થાક લાગે છે. એક ઠીક ઠીક સમૃદ્ધ ગામના એક ઘરની મેડીએ પડ્યા પડ્યા અમે ઊંઘને નોતરતા પડખા ફેરવતા હતા. પણ પગનો થાક ઊંઘ આવવા દેતો નહોતો. વળી ગામના કોઈ સમૃદ્ધ દીકરાના વરઘોડામાં ફૂટતી આતશબાજીના ધડાકાઓ પણ નીંદરને ખાળતા હતા. એટલામાં બાજુમાં કોઈએ બૂમ પાડી: 'એ લાગ્યું.'

આગની આ સૂચનાથી અમારો થાક ભૂલાઈ ગયો. છજામાંથી જોયું તો સ્થળ બહુ દૂર ન લાગ્યું. અમારા યજમાનને ત્યાંથી ઝટપટ ડોલો ઉપાડી અમે દોડ્યા. બીજા પણ કેટલાક લોકો એ તરફ દોડતા હતા. સ્થળ પર પહોંચ્યા, ત્યારે જે જોયું અને સાંભળ્યું તે જીવનના કરુણતમ પ્રસંગોમાં ગણાવી શકાય તેવું હતું. કોઈ ઘર બળતું નહોતું, કોઈ છૈયાંછોકરાં કે ઢોરઢાંખરની ચીસો સંભળાતી નહોતી, છતાં દૃશ્ય કરુણ હતું. કારણ કે ત્યાં કરુણાનો અભાવ હતો.

ગામની જોડાજોડ આવેલા હરિજનવાસ પાસે ઘાસનું એક કુંદવું બળતું હતું. કેટલાક લોકો એને હોલવવા તનતોડ મહેનત કરી રહ્યા હતા. આગ વધે તો તરત જ વાસને લાગે એમ હતી. સો એક જેટલા આગન્તુક દોડી આવ્યા હશે.

—પણ અમારા ત્રણ જણ શિવાય કોઈની પાસે પાણી વહેવાનું સાધન નહોતું. બધા પાસે હતાં ધારિયાં કે લાઠી. ધારિયાથી આગ કેમ ઓલવાય તે વિચારવાનો આગન્તુકો પાસે સમય નહોતો. અમે દોડ્યા પાણી લાવવા.

હરિજનોએ પોતાનાં છાપરાંઓમાંનું પીવાનું બધું પાણી વાપરી નાખ્યું, ત્યારે આગ કાબૂમાં આવતી જણાઈ, પણ પવનનો એક ઝપાટો આવે તો પાછી તે બેકાબૂ બને એમ હતું અને હરિજનવાસ બળીને ખાખ થાય એમ હતો. હરિજનવાસ બળે તો ગામનો ખાસ્સો એવો ભાગ આગમાં સપડાય એવું જોખમ હતું. પણ એ વાત દૂરની હતી, એટલો વિચાર કરવાની અત્યારે કોઈને ફુરસદ નહોતી.

'બીજું પાણી ક્યાં છે? બીજું પાણી લાવો.' મેં બૂમ મારી. પણ એના જવાબમાં હરિજનોનાં મોં પડી ગયાં. નજીકના સવર્ણોના કૂવામાંથી પાણી લેવાની એમને આવે ટાણે પણ પરવાનગી નહોતી.

એટલામાં અમને કોઈકે ઓળખ્યા, 'અરે! આ તો મહેમાન છે.' તરત જ સલાહ અપાઈ, 'અરે સા'બ! તમે શું કામ દોડાદોડી કરો છો?'

મને થયું કે અમારા પ્રત્યેની સહાનુભૂતિથી આમ કહેવામાં આવ્યું હશે. પણ કારણ કાંઈક બીજું હતું. અધૂરું વાક્ય પૂરું થયું:

'એ તો ભંગિયાંનું છે. એ હોલવવા આપણે જવાની જરૂર શી?'

મને સમજાયું કે આગ હોલવવા મથનારામાં અમે ત્રણ જ સવર્ણ હતા.

'અલ્યાઓ, પોતપોતાનું ઘર સંભાળો?' બે ચારે હુકમ દીધા. ઘણા જુવાનિયા પાછા વળ્યા.

આ હુકમનો અર્થ મને પાછળથી સમજાયો. આગ કાબૂમાં આવી એટલે હું આ સવર્ણો પાસે એમની વાતો સાંભળવા

આવ્યો. પ્રેક્ષકોની સંખ્યા ઘટી હતી, પણ એમનાં વચનો ઘટ્યાં નહોતાં.

'—જાણી જોઈને કોઈકે લગાડ્યું છે,' એક જણે અભિપ્રાય આપ્યો. બીજા બધાએ એ અભિપ્રાયને સાચો માન્યો. અમારી નજર સામે જ પેલા વરઘોડામાંથી છૂટતી હવાઈના બળતા અવશેષોને કૂંદવાના કેટલાક ભાગને સળગાવતા અમે જોઈ ચૂકયા હતા. અમે હવાઈઓ ફોડવાની બંધ કરવા બૂમો પાડી. એ બૂમોમાં અમારી સાથે કેટલાક ગામ લોકો પણ ભળ્યા. પણ મુંબઈમાં પણ કોઈ દિવસ આવા ઠાઠમાઠથી ચડતો વરઘોડો જોયો નથી. વરઘોડો ચાલતો રહ્યો. હવાઈ છૂટતી રહી. ધડાકા થતા રહ્યા. અને ઘણીવાર સુધી અમારા એક સાથીએ એ હવાઈમાંથી આવેલી ચિનગારીઓને ઘાસ પર પડે કે તરત જ હોલવવાનું કામ કર્યા કર્યું.

આગનું દેખીતું કારણ ન માનનારાઓને મેં પૂછ્યું: 'તમે શું કારણ માનો છો?'

'આ ગામમાં બે પાર્ટી છે—એક ભાઈએ શરૂ કર્યું. બીજા એકે વચમાં પડી કહ્યું: 'બે કેમ, હવે તો ત્રણ!'

'હા હવે ત્રણ. આગ લાગે એટલે અમે તો એમ જ માનીએ કે કોઈ કે કોઈને ત્યાં જાણી જોઈને ચાંપ્યું. આ તો ભંગિયાનું કૂંદવું હતું એટલે બધા ચૂપ રહ્યા, નહીં તો કોઈ પાટીદારનું લાગ્યું હોત તો જોવા જેવી થાત. એટલા સારૂ અમે બધા ધારિયાં લઈને આવ્યા હતા. અને ક્યાંક બીજી બાજુથી ધમાલ ન થાય એ બીકે અમે એક એક જણને ઘર સાચવવા પાછો મોકલ્યો.'

એમણે ધારી હતી તેવી આગ લાગત તો કોઈના ખેતરમાં લાગત. એને હોલવવા સારૂ પાણી કરતાં ધારિયાંની એમને વધુ જરૂર જણાતી હતી.

જે આગને પાણીથી હોલવાય એમ હતી એને ત્યાં પાણી પૂરતું નહોતું. વરઘોડો ગામ આખામાં ગર્વભેર ઘૂમતો હતો. એનાં વાજાં વગાડનાર પહેલાંના જમાનાની માફક ગામના ભંગિયા કે વાળંદ નહોતા. એને સારુ તો વડોદરાથી 'નાગિન'નું ગીત વગાડનાર બેંડ આવ્યું હતું.

## [૨૭] નામરૂપ જૂજવાં

પંચમહાલ જિલ્લાના રમણીય ભાગમાં આજથી પ્રવેશ થયો. આટલી સખત ગરમી છે, છતાં ચારે તરફ

તા. ૨૬–૨–૫૩

દૃશ્ય મનોરમ છે. નાના નાના ડુંગરાઓ ચડતી અને નાની નાની ખીણો ઊતરતી અમારી ટુકડી એક નાની સરખી પગદંડી પર થઈને ચાલી જતી હતી. પંચમહાલમાં ઠેર ઠેર વહી જતાં ઝરણાં અને નાળાં કોઈ કોઈ વાર અમારી સાથે ગેલ કરી જતાં.

સંતરામપુર તાલુકામાં પ્રવેશતાંની સાથે પૂ. ઠક્કરબાપાની યાદ આવી. એમ તો પંચમહાલમાં આવ્યો છું ત્યારથી એમનું પુણ્યસ્મરણ મનમાં ઘોળાયા કરે છે, પણ અહીંના તીરકામઠાંવાળા ભીલોને જોઈને ઠક્કરબાપાની મૂર્તિ નજર સમક્ષ ખડી થઈ ગઈ. હું નાનો હતો ત્યારે એક વાર મેં ઠક્કરબાપાને કહેલું કે તમે ભીલ લોકોમાં કામ કરો છો, તો મારે માટે તીરકામઠું લઈ આવજો ને! બીજી ફેરે તેઓ આશ્રમમાં આવ્યા ત્યારે આવું જ તીરકામઠું લઈ આવ્યા હતા. તે વખતે મને માત્ર તીર

કામઠા સાથે લેવા દેવા હતી. અત્યારે મને સમજાયું કે આ લોકોમાં કામ કરવું એટલે દેશના કોઈ પણ ધોરી રસ્તાથી દૂર ઊંડાણમાં જઈને દેશની સૌથી ગરીબ પ્રજામાં કામ કરવું. ગુજરાતના ભીલોમાં જુઓ કે ઓરિસ્સાના શબરોમાં જુઓ, ઠક્કરબાપાનું સ્મરણ તો તમને મળશે જ.

અને એટલામાં તો દૂર દૂરથી જયઘોષ સંભળાવા લાગ્યો. મને થયું કે આ અરણ્યમાં વસ્તી ક્યાંથી? ત્યાં તો સામેની ટેકરી ઉપરથી કીડીની હાર જેવી ભીલ બાળકોની એક હાર ઊતરતી દેખાઈ. એમનાં મોઢેથી બે પોકારો ઊઠતા હતા: 'ઠક્કર બાપાકી જય' અને 'મહાત્મા ગાંધીકી જય.' મેં એમાં એકનો વધારો કર્યો. "સંત વિનોબાકી જય". પણ આ ભૂલકાંઓ તો અગ્રદૂત બનીને આવ્યાં હતાં પોતાનાં વડીલોનાં. અમે ટેકરી ચડ્યા ત્યારે જોયું કે પેલી બાજુની ટેકરીઓ પરથી ભીલોની ટુકડીઓ અમારા સ્વાગત માટે આવી રહી હતી. એમનાં શરીરનો શ્યામવર્ણ ધરતીના રંગમાં ભળી જતો હતો. પણ દારિદ્રય સામે ટક્કર ઝીલતાં એમનાં ખડતલ શરીર, એમનાં જબરદસ્ત તીરકામઠાં અને એમનાં મોં પરનાં નિર્દોષ મીઠાં હાસ્ય સહેજે પોતાની તરફ ધ્યાન ખેંચતાં હતાં. ભીલ સેવા મંડળના કાર્યકર્તાઓએ આ તરફ સારી જાગ્રતિ આણી દીધી છે. અમારે માટે આ ભાઈઓ એક ખાટલી પણ લઈ આવ્યા હતા. આજે અમારે ઠીક ઠીક લાંબી મજલ કાપવાની હતી. એટલે મેં પીઠ ઉપરનો સામાન છોડ્યો નહીં: આ ભાઈઓને મેં એક જ વાત સમજાવી: બાપુ અને બાપાની પરંપરાના એક મહાત્મા બીજા પાક્યા છે. એમણે કહી દીધું છે કે ધરતી સૌની મા છે. એનો ખોળો ખૂંદવાનો સૌનો સરખો અધિકાર છે. ધરતી તમારી થવાની જ છે, પણ તમારે એને માટે લાયક થવું પડશે.

× × ×

...ના ઠાકોર સાહેબે ખૂબ ઠાઠમાઠથી સ્વાગત કર્યું. ઘરમાં પ્રવેશ કરવાના રસ્તા ઉપર પાથરણાં પાથર્યાં હતાં. આખે રસ્તે તોરણ બાંધ્યાં હતાં. હાથ પગ ધોવા માટે ઠંડાં અને ગરમ પાણીની ડોલો રાખી હતી. દરેકને માટે જુદા નેપકીન રાખ્યા હતા. પોચા પોચા ગાદી તકિયા ઉપર અમને બેસાડયા. મોટા મોટા ફૂલહાર આપ્યા અને ગુલાબજળ લેવા ઘરમાં ગયા. ત્યારે મેં એક સાથીને કહ્યું : 'આજે સ્વાગત એવું છે કે દાન કંઈ થાય એમ લાગતું નથી. !' થોડી વાર પછી એક ભાઈ આવીને અમારા હાથને અત્તર લગાડી ગયા. મોટી મોટી તાસકોમાં નાસ્તો આવવા માંડયો. સદ્‌ભાગ્યે જ હું બે વારનાં ભોજનની વચ્ચે ખાતો નથી એટલે એમાંથી બચી ગયો. 'અમારે ત્યાં આપના જેવાનાં પગલાં ક્યાંથી ?' વગેરે મુંઝવનારાં, ઔપચારિક વાક્યો શરૂ થયાં, એટલે હું તરત વિષય ઉપર આવ્યો : "ભૂમિદાન વિષે આપે કાંઈ વિચાર કર્યો હશે ને ?" ઠાકોર સાહેબ આ એક વસ્તુ સિવાય બીજી બધી રીતે અમારું સ્વાગત કરવા તૈયાર હતા ! પહેલાં તો કાયદેસરના વાંધા બતાવ્યા. અમે તેનું નિવારણ કર્યું. એટલે પછી બીજી રીત અજમાવી જોઈ: 'તેરસિંહભાઈ નથી, એમને પૂછવું પડશે.'

'એમના નિમંત્રણથી તો અમે આવ્યા છીએ, એટલે એમની સંમતિ સમજવી.'

છેવટે ડોકું ધૂણાવી એમણે કહ્યું : 'અમારા ગરાસિયા મંડળમાં વિચાર કરીને પછી કહીશું.'

કોઈને સમજાતું ન હોય તો એમને વારંવાર સમજાવવું મને ગમે, પણ ઠાકોર સાહેબને તર્કથી સમજાવવાનું કશું નહોતું. એટલે મેં આગ્રહ કરવાનો છોડયો. પણ સ્થાનિક કાર્યકર્તાને એમ હતું કે આમની પાસેથી આજે કાંઈ ન મળે તો એની આગલા

પ્રવાસ પર અસર થશે. એટલે એમણે આગ્રહ કરવા માંડયો; 'પાછળથી તમે તમારી શક્તિ પ્રમાણેનો આંકડો કહેજો, પણ આજે શુકન પૂરતો તો તમારો આંકડો કહો.'

બારસો એકરના માલિક બે એકર જમીન લખી આપવા તૈયાર થતા હતા અને અમારા પેલા ઉત્સાહી સાથી શુકન ખાતર એટલી જમીન પણ લખી લેવા તૈયાર થતા હતા!

મેં કહ્યું: 'આપના બે એકરથી તો શુકનને બદલે અપશુકન થાય!' ઠાકોર બેના પાંચ એકર કરી આપવા તૈયાર થતા હતા, પણ અમે એમનો પ્રેમપૂર્વક અસ્વીકાર કરીને આગલી કૂચની તૈયારી કરી.

ઠાકોર સાહેબે સહેજ ખંધું હાસ્ય કરીને કહ્યું: 'તમને આગળ બધા મુકામેથી આવો જ જવાબ મળવાનો છે.'

ગામ બહાર એક આમલીના ઝાડ તળે એક ભીલોનું મોટું ટોળું અમારી વાટ જોતું ઊભું હતું.

મેં એમને પૂછ્યું: 'તમે ઠાકોર સાહેબને ત્યાં કેમ નહોતા આવ્યા?'

એમણે કહ્યું: 'ઠાકોર સાહેબ સાથે અમારે જમીન અંગે તકરાર છે. એ અમારી જમીન પચાવી બેઠા છે. એટલે અમે ત્યાં ન આવ્યા. પણ તમારી સાથે એમની શું વાતો થઈ એ અમારે જાણવું છે.'

આ ભીલ ભાઈઓને સહેલાઈથી એ વાત સમજાઈ ગઈ કે પાંચ એકર જમીન અમે સ્વીકારી હોત તો એમાં આ ભૂમિહીનોનું અપમાન થાત. એ ન સ્વીકારવાથી જ એમની શક્તિ વધી છે.

છતાંય એમનાં મનમાં એક પ્રશ્ન હતો: 'લોકો માગવાથી જમીન આપે ખરા?'

મેં એમને ફરી પાછું કહ્યું : 'જમીન તો તમારી થઈ ચૂકી છે, તમે એ વસ્તુ બરાબર સમજી જાઓ એટલી વાર છે.'

એ લોકો એકી અવાજે બોલી ઊઠ્યા; 'તમારા જેવા સમજાવનારા હશે તો અમે શું કામ નહીં સમજીએ ?'

એમની ઝૂંપડીઓ જોઈ. સૂરત જિલ્લાના રાનીપરજ જેવી જ દરિદ્રતા અને અજ્ઞાને ગ્રસેલી હતી. એમને ત્યાંનાં રસોઇનાં ખાલી ઠામરાં જોયાં અને માટીની બનાવેલી ખાલી કોઠી જોઈ ત્યારે મને ઠાકોર સાહેબને ત્યાંની પેલી મીઠાઇઓ યાદ આવી.

અમે આગળ ચાલ્યા, ભીલોનું ટોળું પણ અમારી સાથે ચાલ્યું. રાયણિયા ગામનું શું પરિણામ આવે છે એ જોવાની એમને ઉત્સુકતા હતી. આ ગામે પણ અમારે ઝાઝું રોકાવાનું નહોતું. બપોર ચડતા જતા હતા. દશેક માઈલ અમે ચાલી ચૂક્યા હતા. અને બીજા ચારેક માઈલ જઈ અમારે વિસામો કરવાનો હતો. રાયણિયામાં માત્ર એક ભાઈ સાથે વાત કરીને અમારે આગળ ચાલવાનું હતું.

શ્રી. દેસાઇનું સ્વાગત સાદું હતું. એમની વાડીનાં પપૈયાં અમારે માટે તૈયાર રાખ્યાં હતાં. તે સાથીઓએ ખાધાં. એમને પણ દાન આપવા અંગે કાયદા અંગેની થોડી મૂંઝવણ હતી. તે અમે દૂર કરી. એમની માલિકીની ૨૮ એકર જમીનમાંથી ૮ એકર તેઓ ગરીબોને આપી ચૂક્યા હતા. જાગીરીની સાઠેક એકર જમીન હશે. મેં એની ઉપરથી પોતાનો હક જતો કરવાનો આગ્રહ કર્યો. એમણે પોતાનો ચોપડો કાઢ્યો. એક એક ખાતેદારનું નામ દેખાડતા જતા હતા.

હું પૂછતો જતો હતો : 'આ ભાઇની સ્થિતિ કેવી ગણાય ?'

'ગરીબ કહેવાય.'

ભેટો થયો છે, પણ પેલા ભીલોને આ આંદોલનનો વિવધ બાજુઓ તરત દેખાડી શકાઈ એનો મને સંતોષ થયો.

× × ×

....ના ઠાકોર સાહેબ ગામમાં નહોતા. પાસેના ખેરવા ગામમાં તેઓ ખાટલાવશ હતા. તેમણે પણ કહેવડાવ્યું હતું કે અહીં આવશો તોય તમારું કાંઈ વળવાનું નથી. પહેલાં તો અમને કહેવામાં આવ્યું કે એ ગામ બહુ દૂર છે. પણ મેં ત્યાં જવાનો આગ્રહ રાખ્યો. સદ્ભાગ્યે એ ગામ બહુ દૂર નહોતું.

અહીં વળી અવનવો જ અનુભવ થયો.

ઢોર બાંધવાની છાપરીમાં ઠાકોર સાહેબનો ખાટલો ઢાળેલો હતો. સહેજે એમના આઠ–દશ મણના વજનને લીધે ખાટલો સાવ લચી પડ્યો હતો. એમના પગ હાથી પગા હતા. એટલે એમનાથી ખાટલા પરથી ઉઠી શકાતું નહોતું એમની મૂર્તિ જોઈને હું તો સ્તબ્ધ જ બની ગયો. કાળો રંગ, કાળી બીહામણી દાઢી અને મૂછ, લાલચોળ આંખો, ભૂરું પહેરણ અને લાલ હિંગળોક જેવો ફેંટો.

ભૂદાનયાત્રામાં વિનોબા તો કહે છે કે દેવનાં દર્શન કરો. મને થયું ભગવાન યમદેવતું સ્મરણ તો નથી કરાવતાને? પણ મેં ઉદ્ધત મનને માર્યું. ભગવાને અર્જુનને વિશ્વરૂપ દર્શન કરાવ્યું હતું ત્યારે ઘૂંટણિયે પડીને અર્જુને ભગવાનને પ્રાર્થ્યા હતા. મેં એ ભાવનું સ્મરણ કરી એમનામાં શ્રદ્ધા આરોપી અને અમારી ઢબે વાત કરવા માંડી.

ઠાકોરનો અવાજ ઘોઘરો હતો. અમારા કોઈ પ્રશ્નનો પૂરો જવાબ તેઓ આપતા નહીં. માત્ર સહેજ હસતા. મારે કબૂલ કરવું જોઈએ કે એ હાસ્ય અમારામાં સાચું હાસ્ય પ્રેરી શકતું નહીં. મને થયું કે આજે મારી કસોટી થવાની છે. મનમાં

'તો એમની જમીન ઉપરનો તમારો હક છોડોને ?'

કોઈ દલીલ નહીં. એક જુદા કાગળિયામાં માત્ર એની જમીનના સર્વે નંબર લખી લીધા.

'આ ભાઈની ?'

'એ મધ્યમ સ્થિતિના કહેવાય.'

'એમની જમીન છોડવાનું તમને મન થાય ખરું કે ?'

દેસાઈએ કહ્યું : 'જે જવાનું જ છે તેને gracefully (માનભેર) આપવામાં જ અમારી શોભા છે. એમની પણ લખો.'

એમણે જુદા જુદા ખાતેદારોની થઈ ૨૬ા એકર જમીન ઉપરનો પોતાનો હક તે દિવસે છોડ્યો. એમની જાગીરીની જમીનમાંથી એ લગભગ અર્ધી થતી હતી.

એમના ઓટલા ઉપર બેઠેલા ભીલો અમારી વાતો ખૂબ ધ્યાનથી સાંભળતા હતા. એક એકની જમીન ઉપરથી દેસાઈ કબજો ઉઠાવી લેતા હતા, તેમ તેમ એમને ગલગલિયાં થતાં હતાં! કેટલાક તો આનંદમાં આવી જઈ એક બીજા સામે આંખના ઈશારા પણ કરતા હતા!

મેં જ્યારે ઓરડાની બહાર આવી વિધિસરની જાહેરાત કરી ત્યારે બીજા જ ગામના ભૂમિહીનોનું સુખ જોઈને આ ભૂમિહીનોના આનંદનો પાર ન રહ્યો.

એક જણે કહ્યું : 'આપે તો ખરા, હોં!' મેં કહ્યું : 'તમારે પણ બહુ વાટ જોવી નહીં પડે એવી આશા રાખું છું. અત્યારે તો તમે પાછા જઈ તમારા ઠાકોર સાહેબને આ સમાચાર આપો એટલું જ પૂરતું છે.

આગલા ગામ જેવા નાના મનના અને રાયણિયા જેવા દીર્ઘ દૃષ્ટિવાળા જમીન માલિકોનો મને આ પહેલાં પણ અનેક વાર

ભેટો થયો છે, પણ પેલા ભીલોને આ આંદોલનનો વિવધ બાજુઓ તરત દેખાડી શકાઈ એનો મને સંતોષ થયો.

× × ×

....ના ઠાકોર સાહેબ ગામમાં નહોતા. પાસેના ખેરવા ગામમાં તેઓ ખાટલાવશ હતા. તેમણે પણ કહેવડાવ્યું હતું કે અહીં આવશો તોય તમારું કાંઈ વળવાનું નથી. પહેલાં તો અમને કહેવામાં આવ્યું કે એ ગામ બહુ દૂર છે. પણ મેં ત્યાં જવાનો આગ્રહ રાખ્યો. સદ્‌ભાગ્યે એ ગામ બહુ દૂર નહોતું.

અહીં વળી અવનવો જ અનુભવ થયો.

ઢોર બાંધવાની છાપરીમાં ઠાકોર સાહેબનો ખાટલો ઢાળેલો હતો. સહેજે એમના આઠ–દશ મણના વજનને લીધે ખાટલો સાવ લચી પડ્યો હતો. એમના પગ હાથી પગા હતા. એટલે એમનાથી ખાટલા પરથી ઉઠી શકાતું નહોતું એમની મૂર્તિ જોઈને હું તો સ્તબ્ધ જ બની ગયો. કાળો રંગ, કાળી બીહામણી દાઢી અને મૂછ, લાલચોળ આંખો, ભૂરું પહેરણ અને લાલ હિંગળોક જેવો ફેંટો.

ભૂદાનયાત્રામાં વિનોબા તો કહે છે કે દેવનાં દર્શન કરો. મને થયું ભગવાન યમદેવનું સ્મરણ તો નથી કરાવતાને ? પણ મેં ઉદ્ધત મનને માર્યું. ભગવાને અર્જુનને વિશ્વરૂપ દર્શન કરાવ્યું હતું ત્યારે ઘૂંટણિયે પડીને અર્જુને ભગવાનને પ્રાર્થ્યા હતા. મેં એ ભાવનું સ્મરણ કરી એમનામાં શ્રદ્ધા આરોપી અને અમારી ઢબે વાત કરવા માંડી.

ઠાકોરનો અવાજ ઘોઘરો હતો. અમારા કોઈ પ્રશ્નનો પૂરો જવાબ તેઓ આપતા નહીં. માત્ર સહેજ હસતા. મારે કબૂલ કરવું જોઈએ કે એ હાસ્ય અમારામાં સાચું હાસ્ય પ્રેરી શકતું નહીં. મને થયું કે આજે મારી કસોટી થવાની છે. મનમાં

પ્રાર્થના કરવા માંડી. મનમાં તો મે એમ ગોઠવી રાખ્યું હતું કે આમની પાસે બે એકર જમીન મળે તોપણ પ્રસાદી સમજીને ગ્રહણ કરવી. પણ અમારી કોઇ વાતનો જવાબ એમની પાસેથી મળે તો ને ?

છેવટની વાત તરીકે મેં એમને પૂછી નાંખ્યું: 'તો કહો જોઇએ, આપની કેટલી જમીન નોંધું ?'

ઠાકોર સાહેબે અમારા સાથીને પાસે બોલાવ્યા અને એમના કાનમા કંઈક કહ્યું.

'ના, તો નહીં કહી હોય ?' એવી ધાકથી અમે સૌ બેઠા હતા.

એટલામાં સાથીએ જાહેર કર્યું: "ઠાકોર સાહેબ હમણાં પંચાવન એકર આપે છે, પછી બીજાનો વિચાર કરશે."

અને મેં વિનોબાનું પેલું વાકય યાદ કર્યું; 'તારી સામે બેઠેલો માણસ તારો રામ જ છે, એમ સમજ.'

આજે ઈશ્વિરે જાણે શીખવ્યું 'મારા બાહ્યરૂપથી ન ભરમાઇશ.'

બીજા ચારેક માઇલ ચાલી રાતે સંતરામપુર પહોંચ્યા ત્યારે અમારા પગનો બધો થાક ઊતરી ગયો હતો.

## [૨૮] વહાવાની મહેમાનગત

આખા દિવસના ભૂખ્યા, આશરે પચીસ માઈલ ચાલી, રસ્તે ભૂલાં પડી, અનેકવાર ઝાંખરાંમાં કપડાં ભેરવી, બે ચાર ઠોકરો ચડાવી, જ્યારે અમે વહાવા લોકોનાં બે ચાર છાપરાં પાસે આવી

ચડયા ત્યારે અમને એ લોકોએ કહ્યું : 'અમારી પાસે તો ખાવાનું નથી, તમે બાજુના ગામમાં જાઓ.' રાતે ત્યાં જ સુઇ રહેવાની અમારી ઇચ્છા હતી, પણ અમને એ લોકોએ કહ્યું, 'તમને અહીં નહીં ફાવે ત્યાં જ જાઓ.' ફરી ભૂલા પડવાની અમારી તૈયારી નહોતી એટલે એક ડોસાને રસ્તો બતાવવા અમે સાથે લીધો.

અમે નવે ગામ આવ્યા ત્યારે લોકોએ કહ્યું કે "ઠીક થયું કે પેલાં છાપરાંમાં તમે ન રહ્યા, નહીં તો તમારાં કપડાં સમેત બધું લૂંટી લેત."

અમને મૂકીને પાછા જતી વખતે પેલા ડોસાએ કહ્યું :

મારી આ ત્રણ વીહુંને દહ વરહની જિંદગીમાં તમે પહેલા જ મે'માન છો કે જેને ભૂખે પેટે પાછા કાઢવા પડયા. હું કરું ? પથ્થર ફોડવા જતા તે મજૂરી બંધ થઇ ગઇ. અને પાંચ દન થ્યા ઘરમાં વાલ પણ બફાયા નથી, નીકર અમે વહાવા લોક, લૂંટફાટ કરીએ, પણ કોઇ મે'માનને ભૂખ્યા જવા ન દેયે.

એની આંખોમાં પાણી હતું.

## [૨૯] રંગમાં ભંગ

ધરતીનો ઘાટ આચમની જેવો હતો. ચારે કોર પહાડ, વચ્ચે નીચાણમાં સંપાટ પ્રદેશ. એની વચ્ચે આવેલો વયોવૃદ્ધ વડલો દૂર દૂરથી દેખાતો હતો. એ વડલા હેઠળ જ ભર્ગમિયાનો મેળો ભરાવાનો હતો.

આપણા મેળાઓને બચાવી રાખવામાં આદિવાસીઓનો ફાળો મોટો છે. દક્ષિણમાં ઉનાઇથી માંડીને ઉત્તરનાં અંબાજી સુધી ગુજરાતના પૂર્વ પટ્ટા પર ઠેર ઠેર વર્ષમાં બે-ત્રણ વાર આદિવાસીઓના મેળા તમને જોવા મળશે. એ મેળાઓ શહેરોના મેળાની માફક વિસ્તાર પામેલી ગુજરીઓ જ નથી હોતા. બજારનો અંશ એમાં ઓછો હોય છે, પણ મેળાનો મુખ્ય ઉદ્દેશ—મળવાનો આ મેળાઓમાં વધારે જળવાય છે. સાસરે ગયેલી દીકરી પોતાનાં પિયેરીઆંને આ મેળામાં મળે છે, ભાઈબંધ ભાઇબંધને મળે છે, સખી સખીને મળે છે, અને યુવાન યુવતી-ઓના જીવ પણ અહીં મળે છે.

જોતજોતામાં તો વડલાની ડાળે પંખીઓ હતાં એટલાં એની છાયા તળે માનવીઓ ભેળા મળી ગયાં. અને નીચેના કલબલાટે ઉપરના કલરવને ગૌણ કરી દીધો. ઢોલ હજુ દૂર ઢબૂકતાં હતાં, એટલે જે પહોંચી ગયાં હતાં એમણે એક બીજાને મળવા માંડયું. અભિવાદનની આમની પદ્ધતિમાં ઔપચારિકતા અને ઉમળકાનો કાંઇક અજબ મેળ હતો. નાનાં જ્યારે મોટાંને મળતાં ત્યારે વાંકા વળીને પગે લાગતાં. પણ મોટાં તરત એને ભેટી પડતાં. સ્ત્રીઓ મળતી ત્યારે ભેટતી અને એક હાથ સામેવાળીના ખભા ઉપર રાખી બીજે હાથે સામેવાળીનો ઘૂમટો ઊંચો કરી એમાં મોં ઘાલીને વાતચીત કરવા લાગી જતી. સરખેસરખી ઉંમરના પુરુષો મળતા ત્યારે કોણીથી આગળનો આખો જમણો હાથ સામેના માણસના હાથ સાથે અડાડીને ‘રામ, રામ !’ કહેતા.

એક બાજુથી ઢોલ નજીક આવવા લાગ્યાં, બીજી બાજુથી બાળકોએ ખાવાની માગણી કરી. ખાવાનો રિવાજ તો નાચ પછી હોય છે, પણ કયાં બાળકોએ કયા જમાનામાં ભોજનના નીતિ-

નિયમનો માન્યાં છે? મકાઈના રોટલા અને કઠોળની લેવડદેવડ શરૂ થઈ. લેવડદેવડ એટલા માટે કહી કે કોઈ પોતાને ત્યાંના રોટલા ખાતું નહોતું. બધા સગાંસંબંધીઓ એક બીજાને પોતાના ઘરના રોટલા આપતા હતા. અને બધાએ પ્રેમની પ્રસાદી જ ખાવાની હતી. મોટાઓ જ બાળકોને ખાવાનું આપી જતાં એમ નહીં. બાળકો પણ મોટાઓને પોતાના ઘરની પ્રસાદી આપી આવતાં.

પૂર્વ દિશાના ઢોલીઓ જરા વહેલા આવી પહોંચ્યા. ચાર પાંચ ઢોલી અને પંદર વીસ જુવાનિયા હશે. લગ્ન પ્રસંગે પણ આ લોકો આટલો ઠાઠ કરતા નથી. દરેકે લાંબા પનાનું ધોતિયું કેડિયું અને ફેંટા પહેર્યા હતાં. ઘણાખરાએ છાતી પર પટો બાંધ્યો હતો અને તેમાં તલવાર કે બરછી લટકતી હતી. હાથ અને કાનમાં ચાંદીનાં ઘરેણાં હતાં. સ્ત્રીઓએ લાલ ભડક કે પીળા રંગની ઓઢણી અને ચણિયા પહેર્યાં હતાં. બધાંનાં ઓઢણી ચણિયા અને કબજાના રંગ આશ્ચર્યકારક રીતે મેળ ખાતાં હતાં હાથમાં, આંગળી ઉપર, પગમાં અને કાન તેમ જ ડોકમાં ઘરેણાં ઉપરાંત આજના દિવસ માટે ખાસ કપાળ, ગાલ અને હડપચી પર છૂંદણાં જેવાં ટપકાં કર્યાં હતાં. સ્ત્રીપુરુષ સૌ કોઈની આંખોમાં કાજળ તો હતું જ.

બધી દિશાના ઢોલીઓએ સાથે વડલા નીચે પહોંચવાનું હોય છે. એટલે પૂર્વ દિશાના ઢોલીઓ બીજાઓ આવે ત્યાં સુધી અર્ધો-એક ફર્લાંગ છેટા ઊભા રહીને ઢોલ વગાડતા રહ્યા. વાતાવરણમાં મસ્તી આવતી જતી હતી. ઢમક્ ઢમક્ ઢમ્, ઢમક્ ઢમક્ ઢમ્ એક ઢોલના પડઘા બીજે પડતા, એ સાંભળીને બીજા ગામના ઢોલ શરૂ થતા. એમ દશ બાર ગાઉના લોકો ઢોલ સાંભળીને આવી પહોંચ્યા હતા.

ત્રણ દિશામાંથી ઢોલીઓ લગભગ એક સાથે કદમ માંડતા

વડલા તરફ આવી રહ્યા હતા. સ્ત્રીઓ છૂટી પડીને પહેલાં જ વડલા નીચે આવી ઉભી હતી.

ઢોલીઓએ આવતાંની સાથે જ એક વિશાળ વર્તુળ બનાવવા માંડયું. પુરુષો એ ઢોલને તાલે તાલે એમની ફરતે ગોઠવાતા ગયા. સ્ત્રીઓએ અંદર નાનું વર્તુળ બનાવ્યું. પહેલી પાંચ સાત સ્ત્રીઓના માથા પર ગોર્યો જેવા જવારા હતા. એના પછીની સ્ત્રીઓના હાથની વીંટીઓમાં ઝીણી ઘૂઘરી હતી તે હલાવીને એ તાલ આપતી હતી. આખા નૃત્યમાં હાથનું આ એક માત્ર કામ હતું. બાકી તો હિન્દુસ્તાનભરના તમામ આદિવાસી નૃત્યોમાં હોય છે તેમ પગનું જ કામ હતું. હાથ તો કમરમાં સંકળાયેલા હોય.

બહેનોનાં ગીતો શરૂ થયા :

ઉદેપુરિયું રાજ રે – ગલાલ ચામટરી.[1]
ઢણુક ઢોલકી વાજે – ગલાલ ચામટરી.
ચૈરે નટરી ચૈરે – ગલાલ ચામટરી.
નટરાં રમત માંડે – ગલાલ ચામટરી.
બાંધિયો વરત – ગલાલ ચામટરી.
ભરિયાં બેઠાં ચડી – ગલાલ ચામટરી.
અધ દરિયે બાંધિયુ વરત – ગલાલ ચામટરી.

કૂંડાળું પૂરું બની રહે એ પહેલાં તો બીજી બાજુ શરૂ થયું:

ઘૂઘરિયાળો વાડલો[2] ખમમ્ ખમમ્ વાજે
અણુદાં તારી સોટી છમમ્ છમમ્ વાજે.
અણુદો ઘોડે ચડીયો સમમ્ સમમ્ વાજે.
રાંટે ઘોડે ચડીઓ છમમ્ છમમ્ વાજે.

પેલી બાજુ જુવાનિયાઓ ઢોલ બદલતા હતા. એક જણ

૧. સ્ત્રીનું નામ. ૨. પગનું કડું

પાસે જઇને માગે ત્યારે એણે તરત તેને ઢોલ આપી દેવું જોઇએ. ન આપે તો એમાંથી ઝઘડો થઈ શકે અને એ ઝઘડો જીવલેણ પણ થઈ શકે એમ જાણવા મળ્યું. અહીં તો એક જણ ઢોલ નીચે મૂકી દે, પછી જ બીજો દોડીને એને ઊંચકીને દોરી પોતાના ગળામાં ભેરવી દેતો હતો.

એક નવું ગીત શરૂ થયુ :

કાળી રાત રે કાળી હોમલી[૩]
'હોમલી, હીણે[૪] રોય રે કાળી હોમલી?'
'હોમલી, છાની રહેને વાતો જોડે, હોમલી'
હોમલી ડૂહકાં રોય રે—કાળી હોમલી
'હોમલી, કુણે મારિયો રે કાળી હોમલી?'
હોમલી બાંધવે[૫] મારિયો રે અંગારિયો[૫] હોમલી.
'હોમલી, બાંધવે છાંજિયાં લઉં રે હોમલી
હોમલી છાની રહીને વાતો જોડ રે હોમલી
હોમલી કીયે વચ્ચે રહે અંગારિયો ! હોમલી'
'ભૂસે વચ્ચે[૬]' છાંજિયાં લઉં રે હોમલી.

દરેક લીટી પછીનું સોમલીનું નામ સહેજ જુદી હીંચથી ગવાતું હતું. અને 'હોમલી' શબ્દની સાથે જ પગનો અજબ ઇટાવાળો થડકાર પડતો હતો.

ચારસો'ક સ્ત્રી પુરુષોનાં બે વિશાળ વર્તુળો બન્યાં ત્યારે ત્રીજો પહોર હતો. એક બીજાના ખભા પર હાથ મૂકીને ચાલતા પુરુષોમાંથી કેટલાકે છત્રીઓ ઉઘાડી—એથી સુરુચિનો થોડો ભંગ થતો હોય એમ લાગ્યું. પણ અહીં વ્યવસ્થા કરવા આવેલા પોલીસે

૩ સોમલી નામની સ્ત્રી. ૪. શેણે ? ૫. મારનાર પુરુષનુ નામ. ૬. ભૂલા ગામમાં.

તરત છત્રીઓ બંધ કરાવી દીધી તેથી પોલીસની રુચિ અંગે જરા માન ઊપજ્યું.

ઢોલ બેવડા જોરે વાગવા લાગ્યાં. દાંતા સ્ટેટની હદમાંથી આવેલા એક યુવાને વર્તુળની વચ્ચે જઈને ગીતની આગેવાની લીધી.

પુકાવા ગામના ઉદિયા બહારવટિયાની કથા ગીતમાં ગૂંથાવા લાગી :

ભેગાવાળું ઉદિયું[7] ઈતું હીણે હાચું[8]
એ પોશીનો ફોજદાર–ઈતું હીણે હાચું.
ગુજરાતી રાજ આવે ઉદિયું હીણે હાચું.
કુકાવે ઢોલ વાગે ઈતું હીણે હાચું.
રાજાના હે મામલા ઉદિયું હીણે હાચું
ઉદિયું બહાદૂર આદમી, ઉદિયું હીણે હાચું

નાયક એક કડી બોલીને બીજા ઝીલે ત્યારે એ કડીનો અભિનય કરી કરીને લોકોને હસાવતો જતો હતો. ત્રણ ત્રણ રાજના ફોજદારો એકઠા થયા છે, પણ ઉદિયો હાથ આવતો નથી. ફોજદારની ચાલ બતાવતાં દાંતાવાળો લોકોને આબાદ હસાવતો.

મોટા ભાગના લોકોને જો કે ગીતના શબ્દો કરતાં ઢોલના તાલમાં જ વધુ સમજણ પડતી હોય એમ લાગતું હતું.

તાલમાં હવે સારો રંગ આવી ગયો હતો. સેંકડો પગ એક સાથે ઊંચકાતા હતા. એક સાથે ઘસરકો લઈ ધરતી પર મંડાતા હતા. ડોસા ડોસીઓનો ઉત્સાહ પણ યુવાન યુવતિઓ કરતાં ઊતરતો નહોતો.

ગીત ખીલતું જતું હતું. ત્રણ ત્રણ રાજના ફોજદારોને ઉદિયે હંફાવ્યા. એક વખત એ ઉમરાના ઝાડ તળે સૂતો હતો.

૭. ભેગા ગામનો ઉદિયો. ૮. એ કેમ સાચું બન્યું હશે!

નથી. કોંગ્રેસી રાજ છે. શાન્તિ ચાહનારું રાજ છે. બુદ્ધિમાન રાજ છે. એટલે એની જીત નિશ્ચિત હતી. એની સામે બહારવટાં ન હોય. '

એ રાજના જ ત્યાં હાજર રહેલા પ્રતિનિધિ પર જૂના રાજના સંસ્કાર હતા એ બદનસીબી હતી.

આસપાસના પહાડોમાં પેલા ગીતના પડઘા પડતા હતા.

આ સરકારી હે મામલા ઉદિયું હીણે હાચું,
કુકાવે ઢોલ વાગે ઈતું હીણે હાચું.....



## બીજાં યજ્ઞ પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧ | ક્રાંતિનું ભાતું | વિનોબા | ૦-૪-૦ |
| ૨ | રચનાત્મક રાજનીતિ | વિનોબા | ૦-૮-૦ |
| ૩ | યુગ પલટાય છે | રવિશંકર મહારાજ | ૦-૪-૦ |
| ૪ | યજ્ઞ સંદેશ | બબલભાઈ મહેતા | ૦-૪-૦ |
| ૫ | સંપત્તિદાનયજ્ઞ | સ્વ. જાજૂજી | ૦-૪-૦ |
| ૬ | આપણી ભૂમિ સમસ્યાનો ઉકેલ | જયપ્રકાશ નારાયણ | ૦-૪-૦ |
| ૭ | ભૂદાન પ્રશ્નોત્તરી | નરહરિ પરીખ | ૦-૪-૦ |
| ૮ | ભૂદાન દીપ | વિમલાતાઈ | ૦-૨-૦ |
| ૯ | ભૂદાન આરોહણ | નારાયણ દેસાઈ | ૦-૧૦-૦ |
| ૧૦ | ધરતીનાં ગીતો | સંકલિત | ૦-૨-૦ |

## આગામી પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ | વિચાર ક્રાંતિ | દાદા ધર્માધિકારી |
| ૨ | ત્રિવેણી | વિનોબા |